# ભૂગોળવિદ્યા.

## એશિઆ ખંડનું વર્ણન.

ત્રીજી પ્રત ફેરફાર કરીને રચીછે.

બનાવનાર

**માહાશંકર પીતાંબર માસ્તર.**

આ પુસ્તક રજીસ્ટર કરેલું છે.

**મુંબઈ:**

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

સંવત ૧૯૩૫—સને ૧૮૭૯.

કિંમત ચાર આના.

# ભૂગોળવિદ્યા.

## એશિઆ ખંડનું વર્ણન.

ત્રીજી પ્રત ફેરફાર કરીને રચીછે.

બનાવનાર

**માહાશંકર પીતાંબર માસ્તર.**

આ પુસ્તક રજીસ્ટર કરેલું છે.

**મુંબઈ:**

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

સવંત ૧૯૩૫—સને ૧૮૭૯.

કિંમત ચાર આના.

# भूगोळविद्या.

## प्रकरण पेहेलुं.

ભૂગોળવિદ્યા એમાં ત્રણ શબ્દ છે. એનો અર્થ એકે ભૂ એટલે પૃથ્વી, ગોળ એટલે ગોળાકાર, અને વિદ્યા એટલે વર્ણન, એટલે પૃથ્વી ગોળાકાર છે તેનું વર્ણન ભૂગોળ વિદ્યા ભણવાથી મુખ્ય ફાયદા એ થાયછે કે, આ પૃથ્વી ઉપર પરમેશ્વરે બધે ઠેકાણે એકજધારી રચના કરી નથી, પણ જૂદા જૂદા દેશમાં જૂદી જૂદી જાતનાં માણસ, જૂદી જૂદી જાતનાં પ્રાણી, અને જૂદી જૂદી જાતની વનસ્પતિ કરેલી છે. તે જાણવાથી ઇશ્વરની અપાર શકિત માલમ પડેછે. બીજું આ પૃથ્વી ઉપર કેટલા દેશછે, તેઓ કયી કયી દિશામાં આવેલા છે, ત્યાંના લોક સુધરેલા છે કે જંગલી, ત્યાંની હવા કેવીછે, ત્યાં કયી કયી વસ્તુનો વધારે પાક થાયછે, ને ત્યાં શું શું જોવાનું છે, તે બધુ આપણે જાણીએ છીએ; માટે ઘરમાં બેઠાં બેઠાં આખી પૃથ્વીની મુસાફરી કરવાનું સાધન ભૂગોળ વિદ્યાજ છે.

પૃથ્વીનો આકાર નારંગીના જેવો છે, તેનાં પ્રમાણો નીચે પ્રમાણે.

૧. જે લોકો વહાણમાં બેશીને પૃથ્વીની પ્રદક્ષિણા * કરેછે, તેઓ દિશા બદલ્યા શિવાય જે જગ્યાએથી નિકળ્યા હોય તેજ જગ્યાએ પાછા આવેછે.

૨. ચંદ્ર ગ્રહણની વખતે પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર ગોળાકાર પડેછે.

૩. પૂર્વ ભણીના દેશો કરતાં પશ્ચિમ ભણીના દેશોમાં સૂર્ય મોડો ઉગેછે.

૪. સૂર્યાસ્તે ઊંચા ડુંગર ઉપર ચઢીને જોવાથી, કે બલૂનમાં બેશીને ઊંચે ચઢવાથી, પશ્ચિમમાં સાક્ષાત સૂર્યોદય થયેલો દેખાયછે.

૫. જેમ જેમ આપણે ઉત્તર તરફ જઇએ, તેમ તેમ ધ્રુવનો તારો વધારે ઊંચો દેખાયછે.

૬. જ્યારે દરિઆ કિનારા આગળથી વહાણ ચાલવા માંડેછે, ત્યારે પ્રથમ તેનું તળીયું, પછી સઢ અને છેલીવારે કુવાની ટોચ દેખાતી બંધ થાયછે. તેમજ મોટા મેદાનમાં સામેથી કોઇ માણસ આવતું હોય, તો, પ્રથમ તેની પાઘડી, પછી તેનું મોં, પછી પેટ અને છેલી વાર પગ દેખાય છે. આ ઉપરથી સાફ માલમ પડેછે કે પૃથ્વી સપાટ નથી. જો સપાટ હોત, તો દૂરથી આવનાર માણસનું માથું અને પગ એકજ વખતે દેખાત.

૭. જ્યારે આકાશ માહેલા સૂર્ય, ચંદ્ર અને બીજા ગ્રહો ગોળ છે, તો પૃથ્વી પણ એક ગ્રહ છે, તે પણ ગોળજ હોવી જોઇએ એમાં કંઇ શક નથી.

---

* મેગેલન નામના માણસે પેહેલ પ્રથમ પૃથ્વીની પ્રદક્ષિણા કરી હતી.

## દિશાઓ.

દિશાઓ ચારછે. પૂર્વ, પશ્ચિમ, ઊત્તર, અને દક્ષિણ.

સવારમાં જે તરફ સૂર્ય ઉગેછે તેને પૂર્વ દિશા કહેછે અને સાંજે જેણી તરફ આથમેછે તેને પશ્ચિમ અથવા આથમણી દિશા કહેછે.

પૂર્વ દિશા ભણી મોં કરીને ઊભા રહીએ, તો ડાબા હાથ તરફની ઉત્તર દિશા, અને જમણા હાથ તરફ દક્ષિણ દિશા છે.

## ખુણા અથવા કોણ.

પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો ખુણો તે અગ્નિ કોણ; દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો ખુણો તે નૈરૃત્ય કોણ; પશ્ચિમ અને ઉત્તરની વચ્ચેનો ખુણો તે વાયવ્ય કોણ; અને ઉત્તર અને પૂર્વની વચ્ચેના ખુણાને ઇશાન કોણ કહેછે.

સૂર્યથી દિશા માલમ પડેછે ખરી, પણ ભર દરિઆમાં કે અંધારી રાત્રે દિશા જણાતી નથી. માટે તે વેળાએ તો ચીના લોકનું શોધી કાહાડેલું હોકાયંત્ર કામમાં આવે છે.

## નકશામાં દિશા જાણવાની રીત.

સપાટ વસ્તુ ઉપર આખી પૃથ્વીનો કે તેના કોઇ ભાગનો આકાર પાડેલો હોય તેને નકશો કહેછે.

નકશાની સામે મોં કરીને ઉભા રહીએ, તો ઊંચેની ઉત્તર, નીચેની દક્ષિણ, જમણા હાથભણીની પૂર્વ, અને ડાબા હાથ ભણીની પશ્ચિમ દિશા જાણવી.

## પૃથ્વીની સપાટી.

પાણી અને જમીન મળીને પૃથ્વીની સપાટી બની છે. જો આખી પૃથ્વીના ચાર ભાગ કરીએ તો તેમાંના ત્રણ ભાગ પાણી અને બાકીની જમીન છે.

## પૃથ્વીના મુખ્ય ભાગ.

પૃથ્વીના મુખ્ય ભાગ બે છે. પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ. એ બંને ગોળાર્ધમાં જેજે જમીન છે તેના પાંચ ભાગ કર્યા છે, તેમાંના દરેકને ખંડ કહે છે. પૂર્વ ગોળાર્ધમાં યૂરોપ, એશિઆ અને આફ્રિકા એવા ત્રણ ખંડછે. તેમને જુની દુનિઆ કહેછે, કારણ કે તેઓ અસલથી એક બીજાને માલમ હતા.

પશ્ચિમ ગોળાર્ધમાં એકલો અમેરિકા ખંડ છે. તે ઇટાલી દેશ માંહેના જીનોઆ શેહેરના મહાકુશળ વહાણવટી કોલંબસે સ્પેન દેશના રાજાની સહાયતાથી ઇ. સ. ૧૪૯૨ માં શોધી કાહાડયો. ત્યાર પહેલાં તે માલમ ન હોતો તેથી તેને નવી દુનિયાં કહેછે.

એ શિવાય પૂર્વ ગોળાર્ધમાં અમેરિકાનો શોધ થયા પછી એક મોટો બેટ માલમ પડયો છે, તેનું નામ આસ્ટ્રેલિઆ તે પણ ખંડમાં ગણાય છે, તેથી પૃથ્વી ઉપર બધા મળીને પાંચ ખંડ છે.

## જમીનના મુખ્ય ભાગો.

ખંડ, દેશ, દ્વીપ (બેટ અથવા ટાપુ), દ્વીપકલ્પ, ભુશિર, સંયોગીભૂમી, પર્વત (પહાડ), ડુંગર, જંગલ, રણ

અને ખરાબો. આ ઉપર કહેલાં નામમાંથી કોઇ નામ આવે, ત્યારે તે જમીનનો ભાગછે એમ સમજવું.

## પાણીના મુખ્ય ભાગ.

આખી પૃથ્વી ઉપર, ખરૂં જોઇએ તો, બધું ખારૂ પાણી એકાકાર છે, માટે એકજ મહાસાગર છે. પણ સ્થળ પ્રમાણે તે બધા પાણીના કલ્પિત પાંચ ભાગ કરયા છે. તેથી પાંચ મહાસાગર થયા છે તેઓનાં નાંમ.

૧. ઉત્તર મહાસાગર (ઉત્તરમાં આવેલો છે તેથી.)

૨. દક્ષિણ મહાસાગર (દક્ષિણમાં આવેલો છે તેથી.)

૩. હિંદી મહાસાગર (હિંદુસ્તાનની પાસે આવેલો છે તેથી.)

૪. આટલાંટિક મહાસાગર (આફ્રિકાની પશ્ચિમે આટલાસ પર્વત છે, તેના નામ ઉપરથી.)

૫. પાસિફિક મહાસાગર (તેનો અર્થ એકે શાંત દરિઓ, કારણકે જ્યારે તે પ્રથમ માલમ પડયો, ત્યારે તે શાંત હશે એવું ધારવામાં આવ્યું હતું.) આ મહાસાગર બધા મહાસાગરોથી મોટો છે, તેણે અરધી પૃથ્વી રોકીછે.

મહાસાગર, સમુદ્ર, અખાત, ઉપસાગર, સામુદ્રધુની (અથવા સંયોગીજલ,) સરોવર, નદી, નાળું, ખાડી, આ ઉપર કહેલાં નામમાંથી કોઇ નામ આવે તો, તે પાણીનો ભાગ છે એમ સમજવું.

## જમીનના ભાગની વ્યાખ્યાઓ.

૧. જમીનનો મોટો ભાગ જેમાં ઘણા દેશ આવેલા હોય, તેને ખંડ કહેછે.

૨. જમીનનો જે ભાગ ચારે બાજૂએ પાણીથી વિંટલાયલો હોય તેને દ્વીપ (બેટ, અથવા ટાપુ) કહેછે.

૩. જમીનનો જે ભાગ ત્રણે બાજૂએ પાણીથી વિંટલાયલો હોય અને એક બાજૂએ જમીનથી જોડાયલો હોય, તેને દ્વિપકલ્પ કહેછે.

૪. જે જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગએલી હોય તેને ભૂશિર કહેછે.

૫. જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધેછે તેને સંયોગી ભૂમિ કહેછે.

૬. જમીન ઉપર ઊંચા ટેકરા હોય તેને ડુંગર કહેછે.

૭. ઘણા ઊંચા અને ઘણા લાંબા ટેકરા હોય તેને પહાડ કે પર્વત કહેછે. જ્યારે એવા ડુંગર અને પર્વતોની હાર ઘણા ગાઊ સુધી ચાલી ગઇ હોય, ત્યારે તેને પર્વતની હાર કહેછે.

૮. જે પર્વતના શિખરમાંથી ધૂમાડો, રાખ અને ઉનો રસ જેવો પ્રવાહી પદાર્થ નીકળેછે તેને જવાળામૂખી અથવા બળતો પહાડ કહેછે.

૯. જમીનનો જે ભાગ ઝાડોથી ભરપૂર હોય તેને જંગલ અથવા અરણ્ય કહેછે.

૧૦. જે જમીનનો ભાગ ઘણા ગાઊ સુધી સપાટ રેતાળ હોય, અને ઝાડપાન કે પાણી જેમાં જવલે મળે તેને રણ કહેછે.

૧૧. સમુદ્રની અંદર પથ્થરનો એવો ટેકરો હોય કે જે ભરતી આવી હોય ત્યારે દેખાય નહી અને ભરતી ઉતરી જાય ત્યારે પાણીની સપાટી પર દેખાય, તેને ખરાબો

કહેછે. એવા ખરાબાપર ભૂલથી વહાણ અથડાઇ ચૂરેચૂરા થઇ જાય છે.

૧૨. એવી રીતે વહાણ અથડાઇને ભાગી ન જાય, માટે એવા ખરાબા ઉપર ગોળાકારે એક ઊંચો બૂરજ બાંધીને તેમાં આખી રાત બળતો દીવો રાખેછે, તેને દીવા દાંડી કહેછે.

૧૩. દરિઆની પાસે આવેલી જગ્યાને કિનારો કહેછે.

૧૪. બે નદીઓ વચ્ચે આવેલા પ્રદેશને દોઆબ કહેછે, અને પાંચ નદીઓ વચ્ચે આવેલા પ્રદેશને પંજાબ કહેછે.

૧૫. જેમાં ઘણાએક સંસ્થાન જીલ્લા વગેરે આવેલા હોય તેને પ્રાંત કહેછે.

૧૬. જેમાં ઘણાંએક શેહેર હોય તથા ખંડીઆ મુલકો આવેલા હોય તેને ઇલાકો કહેછે.

૧૭. જે ઘણાં પ્રગણાં મળીને થયો હોય તેને જીલ્લો કહેછે.

૧૮. જેના તાબામાં ઘણાં નાનાં મોટાં ગામો આવી તાલુકો બંધાએલા તેને પ્રગણું કહેછે.

૧૯. થોડાંક ઘરોની વસ્તી હોય તેને ગામ કહેછે.

૨૦. જેમાં ઘણા ઘરોની વસ્તી આવી હોય અને બજાર હોય તેવા મોટા ગામોને કસ્બો કહેછે.

૨૧. જ્યાં મોટાં છોબંધ ને હારબંધ ને હારબંધ ઘરો બાંધેલાં હોય અને સારાં સારાં ચૌટાં ને બજાર હોય અને જ્યાં ધમ ધોકાર વેપાર ચાલતો હોય તેને શેહેર કહેછે.

૨૨. નદી કે દરીઆ કાંઠે વેપારનું મથક હોય ને ત્યાં વાહાણ આવી શકે તેને બંદર કહેછે.

૨૩. રાજ ગાદીનું શેહેર હોય એટલે જ્યાં રાજા અથવા રાજાના પ્રતિ-નીધી રહેતા હોય તેને રાજધાની કહેછે.

૨૪. રાજાઓના વસાવેલા નાના નાના બંડીઆ મુલક તેને સંસ્થાન કહેછે.

૨૫. ડુંગરો કે પર્વતોની વચ્ચેના નીચા પ્રદેશને ખીણ કહેછે.

૨૬. સપાટ જમીનના વિસ્તારેલા ભાગને મેદાન અથવા પ્રદેશ કહેછે.

૨૭. પાહાડો ઉપર આવેલા પ્રદેશને ઊંચ પ્રદેશ કહેછે.

૨૮. જે ઊંચી જગ્યાએથી જુદી જુદી દિશાઓમાં પાણી વહે તેને જળાશય પ્રદેશ કહેછે.

## પાણીના ભાગની વ્યાખ્યાઓ.

૧. ખારા પાણીનો મોટો ભાગ તેને મહાસાગર કહેછે.

૨. જે પાણીનો ભાગ મહાસાગરથી નાનો હોય તેને સમુદ્ર કહેછે.

૩. જમીન ઉપર લાંબો ગયેલો જે સમુદ્રનો ફાંટો તેને અખાત કહેછે.

૪. અખાતનું મોં પહોળું હોય તો તેને ઉપસાગર કહેછે.

૫. પાણીના બે મોટા ભાગને સાંધનારો જે પાણીનો સાંકડો ભાગ, તેને સામુદ્રધુની અથવા સંયોગીજલ કહેછે.

૬. પર્વતમાંથી કે સરોવરમાંથી મીઠા પાણીનો પ્રવાહ નીકળી, ઢળતી જગ્યામાં થઈ, સમુદ્રને કે સરોવરને મળે, કે રણમાં સમાય તેને નદી કહેછે.

૭. પર્વતમાંથી મીઠા પાણીનો નાનો પ્રવાહ નીકળી થોડે દુર જઈ બીજી નદીને મળી જાય તેને નાળું એટલે નાની નદી કહેછે.

૮. જે પાણીનો ભાગ ચારે બાજુએ જમીનથી વિંટલાયલો હોય તેને સરોવર (એટલે મોટું તળાવ) કહેછે.

૯. મોટી નદીમાંથી ફાંટો નીકળી નાની નદીની પેઠે વહેછે તેને તે નદીની શાખા કહેછે.

૧૦. જે ઠેકાણે બે નદીઓ ભેગી થાયછે તેને સંગમ કહેછે.

૧૧. સમુદ્રને મળતા પેહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મૂખ પોહોળું હોયછે, તેને ખાડી કહેછે.

૧૨. જે જગ્યાએથી નદી નીકળે છે, તે જગ્યાને તેનું મૂળ કહેછે. અને જ્યાં આગળ તે સમુદ્રને મળેછે, ત્યાં તેનું મૂખ કહેવાયછે.

૧૩. ચંદ્રના આકર્ષણે કરીને દિવસમાં બે વાર સમુદ્રનું પાણી વારા ફરતી ચઢે છે ને ઉતરી જાયછે તેને ભરતી ઓટ કહેછે. પણ ભૂમધ્ય સમુદ્રમાં ભરતી આવતી નથી.

# મુંબઈ ઈલાકાના ભાગનું વર્ણન.

એ ઇલાકાની વાયવ્ય, ઉત્તર, અને ઇશાન દિશાએ બલૂચિસ્તાન, પંજાબ, અને રજપૂત સંસ્થાનો છે, પૂર્વ અને અગ્નિભણી મધ્ય હિંદુસ્તાનના દેશી સંસ્થાનો મધ્ય પ્રાંતો, વરાડ, અને નિઝામનું રાજ્ય છે; દક્ષિણે મદ્રાસ ઇલાકો અને મ્હૈસૂરછે; અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

મુંબઇ ઇલાકાના પાંચ ભાગ કરયામાં આવેછે; તેમના નાંમ સિંધ પ્રાંત, કછ પ્રાંત, ગુજરાત પ્રાંત, મહારાષ્ટ્ર (તેમાં દક્ષિણ અને કોકણ) દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કનેડા.

**મુખ્ય પર્વત—**સંહ્યાદ્રી, ઉત્તરથી તે દક્ષિણસુધી જઇને દક્ષણને કોકણથી જુદું પાડે છે.

**મુખ્ય નદીઓ—**સિંધુ, નર્મદા, તાપી, ગોદાવરી, ભીમા તથા નીરા.

એ ઇલાકાની રાજધાની મુંબઇ બેટ છે. તે સન ૧૬૬૧ માં ઇંગ્લાંડ દેશના બીજા ચાર્લ્સ રાજાને પોર્તુગીઝ રાજાની કેથેરાઇને કન્યાને પરણ્યો તેની પેહેરામણી દાખલ પોર્તુગીઝ લોકો પાશેથી મળ્યો.

ગુજરાતનો ઘણો ખરો ભાગ ગાયકવાડ સરકાર અને અંગ્રેજ વચ્ચે થએલી સલાહના કોલકરાર પ્રમાણે અંગ્રેજ સરકારને ગાયકવાડે આપ્યો. મહારાષ્ટ્ર અને દક્ષિણ મહારાષ્ટ્ર સન ૧૮૧૭ નાં પેશવા સરકાર પાસેથી મળ્યા. સિંધ પ્રાંત ત્યાંના રાજ્ય ચલાવનાર અમીરો પાસેથી ઇસવી સન ૧૮૪૨-૪૩ માં સર ચાર્લ્સ નેપીઅર નામના

અંગ્રેજ સરદારે જીતી લીધો. ઉપર કહેલા દરેક પ્રાંતમાંના જીલ્લાનાં, તથા પોલિટિકાલ એજેન્સીઓના, તથા તેમના મુખ્ય શેહેરનાં નાંમ નીચે મુજબઃ—

| | |
|---|---|
| ૧ સિંધ પ્રાંત. | મુખ્ય શેહેર. |
| ૧ સિંધની સરહદ ઉપરનો મુલક. | જેકબાબાદ. |
| ૨ શિકારપુર જીલ્લો. | શિકારપુર સક્કર, બક્કર રોરી. |
| ૩ હૈદરાબાદ જીલ્લો | હૈદરાબાદ, હાલી, કોટ. |
| ૪ કરાંચી જીલ્લો. | કરાંચી નગરઠઠ્ઠા. |
| ૫ થરપારક. | અમરકોટ, નગરપાર્કર. |
| ૬ ખેરપુર સંસ્થાન. | ખેરપુર. |
| ૨ કચ્છ દેશ. | ભુજ, માંડવી, અંજાર લખપત |
| ૩ ગુજરાત. | |
| ૧ સુરત જીલ્લો. | સુરત, રાંદેર, વલસાડ. |
| ૨ ભરૂચ જીલ્લો. | ભરૂચ. |
| ૩ ખેડા જીલ્લો. | ખેડા, નડીઆદ, ઉમરેઠ. |
| ૪ પંચ માહાલ. | ગોધ્રા દાહોદ. |
| ૫ અમદાવાદ જીલ્લો. | અમદાવાદ, ધોલેરા, ધંધુકા. |
| ૬ કાઠિઆવાડ ઇલાકો. | રાજકોટ, દ્વારિકા, ધ્રાગંદ્રા, જુનાગઢ, નવાનગર, સોમનાથ પાટણ, પોરબંદર. |
| ૭ પાલણપુર ઇલાકો. | પાલણપુર, ડીસા, રાધણપુર. |
| ૮ મહિકાંઠા ઇલાકો. | સાદરા, ઇડર. |

| | |
|---|---|
| ૯ રેવાકાંઠા ઇલાકો. | નાંદોદ, બારીઆ, લુણાવાડા. |
| ૧૦ ગાયકવાડ સંસ્થાન. | વડોદરા, પાટણ, ડભોઇ નવસારી. |
| ૧૧ ખંભાત સંસ્થાન. | ખંભાત. |
| ૧૨ પંચ મહાલ ઇલાકો. | નારૂકોટ. |
| ૧૩ સુરત ઇલાકો. | વાંસદા, ધરમપુર, સચીન. |

૪ મહારાષ્ટ્ર.

૧ કોકણ.

| | |
|---|---|
| ૧ થાણા જીલ્લો. | થાણા કલ્યાણી. |
| ૨ જાવા સંસ્થાન. | જાવા. |
| ૩ કોલાબા જીલ્લો. | અલીબાગ. |
| ૪ જંજીરા સંસ્થાન. | જંજીરા. |
| ૫ રત્નાગીરી જીલ્લો. | રત્નાગીરી. |
| ૬ સાવંતવાડી સંસ્થાન. | સાવંતવાડી. |

૨ દક્ષિણ.

| | |
|---|---|
| ૧ ખાનદેશ જીલ્લો. | ધુળીઆ, માલેગામ. |
| ૨ નાશક જીલ્લો. | નાશક. |
| ૩ પેંઠ સંસ્થાન. | પેંઠ. |
| ૪ અહમદનગર જીલ્લો. | અહમદનગર. |
| ૫ પુણા જીલ્લો. | પુણા, માહાબળેશ્વર, પંડરપુર. |
| ૬ સતારા જીલ્લો. | સતારા, ભોર, ફલટન, ઔંદ જત. |
| ૭ સોલાપુર જીલ્લો. | સોલાપુર, બારસી. |
| ૮ અકલકોટ સંસ્થાન. | અકલકોટ. |

૫ દક્ષિણ મહારાષ્ટ્ર દેશ અને ઉત્તર કાનડા.

| | |
|---|---|
| ૧ કલાડગી જીલ્લો. | કલાડગી. |
| ૨. બેલગામ જીલ્લો. | બેલગામ. |
| ૩. કોલાપુર સંસ્થાન. | કોલાપુર. |
| ૪. દક્ષિણ મરાઠા જાગીર. | સાંગલી, જમખંડી, મીરજ, કુરૂદવાડ, ભુધોળ, કામદુર્ગ. |
| ૫ ધારવાડ જીલ્લો. | ધારવાડ. |
| ૬ સાવાના સંસ્થાન. | સાવનુર. |
| ૭ કાનડા જીલ્લો. | કારવાડ ઉરફે સદાસિવગઢ, હુનાવર. |

## ગુજરાત પ્રાંતની મુખ્ય નદીઓ અને તેના ઉપર આવેલા શહેર.

| નદીઓના નામ. | તેનાપર આવેલાં શહેર, કસ્બા. |
|---|---|
| ૧ બનાસ. | રાંધનપુર ડીસા વગેરે છે. |
| ૨ સરસ્વતી | પાટણ સિદ્ધપુર, દાંતા, વગેરે. |
| ૩ સાબરમતી. | અમદાવાદ, સાદરા, પેથાપુર. |
| ૪ મેશ્વો. | હરસોળ. |
| ૫ ખારી. | દેસાસણ, લાલપુર. |
| ૬ વાત્રક. | મેમદાવાદ. |
| ૭ શેઢી. | ખેડા, ડાકોર, વાડાશીનોર. |
| ૮ વિશ્વામિત્રી. | વડોદરા. |
| ૯ મહી. | ખંભાત, લુણાવાડા. |
| ૧૦ ઢાઢર. | ટંકારીઆ બંદર, (નાહ્મેલ વગેરે.) |
| ૧૧ નર્મદા. | ભરૂચ, ચાનોદ, કન્યાળી. |
| ૧૨ કીમ. | ઇલાવ, કોદરા વગેરે. |

| | |
|---|---|
| ૧૩ તાપી. | સુરત, બ્રાહાનપુર, રાંદેર. |
| ૧૪ મીઢોળા. | બારડોલી, વ્યારા વગેરે, કસ્બા. |
| ૧૫ પુર્ણા. | નવસારી, બુહારી, વાલોડ. |
| ૧૬ અંબીકા. | બીલીમોરા કસ્બોછે. |
| ૧૭ કાવેરી | ચીકલી કસ્બોછે. |
| ૧૮ ઔરંગા. | વલસાડ કસ્બોછે. |
| ૧૯ પાર. | પારનેરા ડુંગરી કીલ્લોછે. |
| ૨૦ કોલક. | બગવાડા કસ્બોછે. |
| ૨૧ દમણ ગંગા. | દમણ શહેર છે. (પોરતુગીજનુ સંસ્થાન છે. |

## प्रकरण बिजुं.

## એશિઆ ખંડનુ સાધારણ જ્ઞાન.

**એશિઆ ખંડની સીમા**—ઉત્તરમાં—ઉત્તર મહાસાગર. પૂર્વમાં—પાસિફિક મહાસાગર. દક્ષિણમાં—હિંદી મહાસાગર. પશ્ચિમે—યૂરેલિયન પર્વત, યૂરલ નદી, કાસ્પિયન સમુદ્ર, કકિસસ પર્વત, કાળો સમુદ્ર, મારમોરાનો સમુદ્ર, આર્કિપેલગો, ભૂમધ્ય સમુદ્ર, સ્વેજની નહેર અને રાતો સમુદ્ર.

સ્વેઝની નહેરને ઠેકાણે પેહેલાં સ્વેજની સંયોગી ભૂમિ હતી. તેથી યૂરોપ ખંડમાંથી વહાણો બારોબાર આ દેશમાં આવી શકતાં નહી, તેમ આ દેશમાંથી ત્યાં જઇ શકતાં નહી અને ઘણી અડચણ પડતી. માટે ફ્રેંચ લોકોએ એ સ્વેજની સંયોગી ભૂમિ સને ૧૮૬૯ માં ખોદી નાંખી, સ્થળને ઠેકાણે જળ કરી દુનિયામાં અમર કીર્તિ કરીછે. હાલ એ સ્વેજની નહેરથી લાલ સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર જોડાઇ ગયાછે. એમાંથી મોટાં મોટાં વહાણો જાય છે.

## એશિઆ ખંડમાં ૧૨ દેશ છે.

| દેશ. | લોક. |
|---|---|
| ૧ અફગાનીસ્તાન...... | અફગાન અથવા પઠાણ. |
| બલૂચિસ્તાન ...... | બલૂચિ. |
| ૨ ઇરાન ........... | ઇરાની અથવા પારસી. |
| ૩ આરબસ્તાન ...... | આરબ. |
| ૪ તુર્કસ્તાન ......... | તુર્કી અથવા તુરક. |
| ૫ તાતાર ........... | મોગલ. |
| ૬ રુશિઆ........... | રુશિઅન અથવા રુસ. |
| ૭ જાપાન ........... | જાપાની. |
| ૮ ચીન ........... | ચીના. |
| ૯ ટિબેટ ........... | ટિબેટ. |
| ૧૦ શિઆમ ......... | શિઆમી. |
| ૧૧ બ્રહ્મ દેશ ...... | બ્રહ્મી. |

૧૨ હિંદુસ્તાન......... હિંદુ લોક.

ઉત્તરમાં—રૂશિઆ.
પૂર્વમાં } જાપાન, ચીન અ-ને ચીનાઇ તાર્તરી | દક્ષિમાં { હિંદુસ્તાન, બ્રહ્મ દેશ ને શિયામ. પશ્ચિમે. અરબસ્તાન, તુર્કસ્તાન મધ્ય ભાગમાં—આફગાનીસ્તાન, ઇરાન, તાતાર, ટિબેટ અને ચીનાઇ.

| દેશ. | રાજધાનીઓ અને મુખ્ય શેહેર. |
|---|---|
| અફગાનીસ્તાન...... | કાબુલ રાજધાની કાબુલ નદી ઉપર કંદહાર, પેશાવર ને ગીઝની. |
| બલૂચિસ્તાન ...... | ખિલાત. |
| ઇરાન ............ | તેહેરાન રાજધાની, ઇસ્પાન ને શિરાજ. |
| અરબસ્તાન......... | મકા રાજધાની, મદીના, મસ્કત મોખા અને એડન બંદર. |
| તુર્કસ્તાન ......... | અલેપો રાજધાની, બગદાદ, બસરા, જેરૂસલમ ને સ્મિર્ના. |
| તાતાર ............ | બુખારા રાજધાની, બલખ અને ખીવ વેપારનુ ઠેકાણું. |
| રૂશિઆ ............ | ટોબોલસ્ક ઓબી નદી ઉપર. |
| જાપાન ............ | જેડો રાજધાની નીફોન બેટમાં. |
| ચીન............... | પેકીન રાજધાની પીહો નદી ઉપર નાનકીન, કંતાન બંદર. |
| ટિબેટ ............ | લાસા રાજધાની સાંપુ નદી ઉપર. |
| સિઆમ ......... | બાંકોક રાજધાની, મીનામ નદીને કાંઠે છે. |

બ્રહ્મ દેશ........ આવા રાજધાની, અમરપૂર, પેગુ અને રંગુન બંદર.

હિંદુસ્તાન........ કલકતા રાજધાની હુગલી નદીને કાંઠે, મુંબઇ, મદ્રાસ, આગ્રા, દીલી, અમદાવાદ, સુરત, ભરૂચ.

## મુખ્ય સમુદ્ર.

રાતો સમુદ્ર.—એ અરબસ્તાન તથા આફ્રિકાની વચ્ચે છે.

આરબી સમુદ્ર.—એ અરબસ્તાન તથા હિંદુસ્તાનની વચ્ચેછે.

ચીનાઇ સમુદ્ર.—એ ચીન દેશની દક્ષિણમાં છે.

પીળો સમુદ્ર.—એ ચીન તથા કોરીઆની વચ્ચે છે.

જાપાની સમુદ્ર.—એ ચીનાઇ તાર્તરી અને જાપાની બેટોની વચ્ચે છે.

ઓકોટસ્કનો સમુદ્ર.—એ સૈબીરિઆ અને કામસ્કાટકાની વચ્ચે છે.

કામસ્કાટકાનો સમુદ્ર.—એ કામસ્કાટકા અને અમેરિકાની વચ્ચે છે.

## મુખ્ય અખાત અને ઊપસાગર.

અરબી અખાત.—એ આરબસ્તાન અને આફ્રિકાની વચ્ચે છે.

ઇરાની અખાત.—એ ઇરાન તથા અરબસ્તાનની વચ્ચેછે.

કચ્છનું અખાત.
ખંભાતનું અખાત. } હિંદુસ્તાનની પશ્ચિમે.

મનારનું અખાત.—હિંદુસ્તાનની દક્ષિણે.
બંગાળાનો ઉપસાગર.—એ હિંદુસ્તાન અને બ્રહ્મ દેશની વચ્ચે છે.
માર્ટાબાનનું અખાત—બ્રહ્મ દેશની દક્ષિણે.
શિઆમનું અખાત—શિઆમની દક્ષિણે.
ટોન્કિનનું અખાત—શિઆમની પૂર્વમાં.
ઓબીનુ અખાત—રૂશિઆની ઉત્તરે.
અનાદીરનું અખાત—રૂશિઆની પશ્ચિમે.

## મુખ્ય પર્વત.

હિંદુકુશ—એ અફ્ગાનીસ્તાનની ઉત્તરે અને તાતારની દક્ષિણે.
હોરેબ ને સીનાઇ—અરબસ્તાનમાં.
કાકેસસ—તુર્કસ્તાનના ઇશાન ખુણામાં.
તૌરસ—એ તુર્કસ્તાનના મધ્ય ભાગમાં.
યૂરલ—રૂશિઆની પશ્ચિમમાં.
આલ્તાઇ—રૂશિઆની દક્ષિણે.
કૈલાસ—ટિબેટની ઉત્તરે.
હિમાલય—ટિબેટની દક્ષિણે.

## હિંદુસ્તાનના મુખ્ય પર્વત.

હિમાલય—હિંદુસ્તાનની ઉત્તરે.
શિવાલીક પાહાડ—નેપાલ ને ભૂતાનની દક્ષિણે છે.
વિંધ્યાચળ ને સાતપુડ—હિંદુસ્તાનના મધ્ય ભાગમાં.

પૂર્વ ઘાટ—પૂર્વ કાંઠા તરફ ઉત્તર દક્ષિણ પડેલા છે.
પશ્ચિમ ઘાટ (સહ્યાદ્રી)—પશ્ચિમ કાંઠાપર ઉત્તર દક્ષિણે પડેલા છે.

## મુખ્ય નદીઓ.

યુફ્રેતીસ ને તૈગ્રિસ—તુર્કસ્તાનમાં એ બંને તોરસ પર્વતમાંથી નીકળીને બસરા આગળ એકઠી મળી ઇરાની અખાતને મળેછે.

જીહૂન અને સિહૂન—સ્વતંત્રતાતારમાં—એ બંને એરલ સરોવરને મળે છે.

સગેલિઅન અથવા આમૂર—એ ચીનાઇ તાતારમાં થઇને ઓર્કાટસ્કના સમુદ્રને મળેછે.

ઓબી, એનીસી ને લીના—રશિઆમાં—એ ત્રણે આલ્તાઇ પર્વતમાંથી નીકળીને ઉત્તરમાં ઉત્તર મહાસાગરને મળે છે.

હોયાંગહો અને યાંગસિકયાંગ—ચીનમાં—એ બંને ટિબેટના પહાડમાંથી નીકળીને પીળા સમુદ્રને મળે છે.

સિંધુ—ટિબેટમાં—એ સ્વતંત્ર ટિબેટના પહાડમાંથી નીકળીને આરબી સમુદ્રને મળે છે.

બ્રહ્મપુત્ર અથવા સાંપુ—ટિબેટમાં—એ ચીનાઇ ટિબેટના પહાડમાંથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળે છે.

મિનામ નદી—સિઆમમાં-એ સિઆમના અખાતને મળે છે.

ઇરાવતી—બ્રહ્મ દેશમાં-એ ટિબેટના પહાડમાંથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળે છે.

## હિંદુસ્તાનની મુખ્ય નદીઓ.

બ્રહ્મ પુત્ર—એ બંગાળાના ઉપસાગરને મળે છે.

ગંગા—એ હિમાલયમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.

જમના—એ હિમાલયમાંથી નીકળીને ગંગાને મળે છે.

મહાનદી—એ સાત પુડમાંથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળે છે.

ગોદાવરી, કૃષ્ણા ને કાવેરી—એ સહ્યાદ્રીમાંથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળે છે.

નર્મદા અને તાપી—એ સાતપુડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

## મુખ્ય સરોવરો.

| | |
|---|---|
| કાસ્પીઅન, એરલ. } તાતાર દેશમાં | ઉરૂમીઆ—ઇરાનમાં. |
| બૈકલ—રૂશિઆમાં. | ટેગ્રાનોર, માન સરોવર, રાવણ હૃદ, પાલટી } ટિબેટમાં. |
| બ્હાન, મૂત } તુર્કસ્તાનમાં. | |

## મુખ્ય સામુદ્રધુનીઓ.

બેહેરીંગની—એશિઆ તથા અમેરિકાની વચ્ચે.

તાતારની— તાતાર દેશ તથા સઘેલીઅન બેટની વચ્ચે.
કોરીઆની—કોરીઆ તથા જાપાની બેટોની વચ્ચે.
મલાકાની—સુમાત્રા તથા મલાયાની વચ્ચે.
પાકની—હિંદુસ્તાન તથા લંકા બેટની વચ્ચે.
હોર્મઝની—ઇરાની અખાત અને આરબી સમુદ્રની વચ્ચે.
બાબલમાંડબની—લાલ સમુદ્ર અને આરબી સમુદ્રની વચ્ચે
સંન્ડાની—સુમાત્રા ને જાવાની વચ્ચે.
મેકેસર—બોર્નીઓ અને સેલીબીસની વચ્ચે.
સંગાર—નીફોન અને યસોની વચ્ચે.
લેપેરુઝ—યસો અને સઘેલીઅનની વચ્ચે.

## મુખ્ય સંયોગી ભુમી.

ક્રોની—શિઆમ તથા મલાયાની વચ્ચે.

## મુખ્ય ભુશિર.

પૂર્વ ભુશિર—રશિઆની છેક પૂર્વમાં.
લોપાટકા—કામસ્કાટકાની દક્ષિણે.
રોમાનીઆ—મલાયાની દક્ષિણે.
નીગ્રેસ—બ્રહ્મ દેશની દક્ષિણે.
કન્યા કુમારી ને રામ ભૂશિર—હિંદુસ્તાનની દક્ષિણે.
રાસલહદ—અર્બસ્તાનની પૂર્વમાં

## અફગાનીસ્તાન.

મુખ્ય શેહેર—કાબુલ એ રાજધાની કાબુલ નામની નદી ઉપરછે. એ શિવાય બીજાં શેહેર-કંદહાર, પેશાવર

ગિજની, હેરાત, અને જલાલાબાદ.

મુખ્ય પર્વત—ઉત્તરમાં હિંદુકુશ અને પૂર્વમાં સુલેમાન પર્વત છે.

મુખ્ય નદી—કાબુલ, એ અટક શેહેર આગળ સિંધુને મળેછે.

આ દેશના લોકને અફગાન અથવા પઠાણ કહે છે. તેઓ ઘણા બહાદુર અને લડવૈયા છે. તેઓ મુસલમાની ધર્મ પાળે છે. તેઓની ઘણી જાતો છે. દરેક જાત અથવા ટોળીના લોક પોતાના ખાનનો કે મુખ્ય સરદારનો હુકમ માને છે. આ દેશમાંથી પ્રથમ ગિજની શેહેરનો સુલતાન મહમદ, જે ઘણો ધર્માભિમાંની હતો, તેણે હિંદુસ્તાન ઉપર બાર સ્વારીઓ કરી હતી. તેમાં છેલ્લી સ્વારી ઇ. સ. ૧૦૨૪ માં સોરઠી સોમનાથ ઉપર કરી. મહાદેવનું લીંગ ભાગી તથા આખું દેવસ્થાંન લૂટીને કરોડો રુપિયા પોતાને દેશ લેઇ ગયો હતો. આ દેશના રાજાને અમીર કહે છે.

મુખ્ય વેપારની જણસો—ઘોડા તથા મેવો.

## બલુચીસ્તાન.

(બલુચીસ્તાન હાલમાં અફગાનીસ્તાનથી સ્વતંત્રછે.)

મુખ્ય શેહેર—ખીલાત.

બલુચી લોક મુસલમાની ધર્મ પાળે છે. તેઓ રીતભાતમાં અફગાન જેવા છે, પણ જરા થોડા સુધરેલા છે. અહીંના રાજાને પણ અમીર કહે છે.

મુખ્ય વેપારની જણસો—ચામડાં તથા ઊન.

## ઈરાન.

મુખ્ય શેહેર—તેહેરાન એમાં ઇ. સ. ૧૭૭૦ થી રાજધાની થઇછે.

ઇસ્પાન—એ જુની રાજધાની મધ્ય ભાગમાં છે.

શિરાજ—એ સાદી નામના ફારશી કવિની જન્મ ભૂમિ એમાં પીવાનો દારૂ સારો થાયછે.

યજદ—એમાં રેસમ, ઉન અને સૂતરનાં કારખાનાંછે અને જરતોસ્તી ધર્મ પાળનારા એટલે દેવતાને પૂજનારા પારસીઓની વસ્તી હજી એમાંછે.

ઊરૂમિઆ—એ ઉરૂમિઆ નામના સરોવર ઉપર, એમાં દેવતાને પૂજનારા પારસી લોકનો પેગંબર જરતોસ્ત ઇ. સ. પૂર્વે ૫૮૯ માં જન્મ્યો હતો.

મુખ્ય અખાત—ઇરાની અખાત એ ઇરાન તથા અરબસ્તાનની વચ્ચેછે.

મુખ્ય બેટ—કિશ્મ એ ઇરાની અખાતમાં છે તેમાં મોતી પાકે છે. બીજો બેટ ઓર્મઝ.

મુખ્ય સરોવર—ઉરૂમિઆ, એ વાયવ્ય ખુણામાંછે.

આ દેશના લોકને ઇરાની લોક કહેછે. તેઓ આનંદી ચંચળ અને ઉદ્યોગી છે. તેઓ ફારશી ભાષા બોલે છે. પારસી લોકનો અસલ દેશ ઇરાન, પણ તેમને અર્બસ્તાનના મુસલમાન લોકોએ મારી કાડ્યા, તેથી તેઓ (૧૧૦૦) વરસપર હિંદુસ્તાનમાં આવીને રહ્યા. હાલ આ દેશમાં મુસલમાની ધર્મ ચાલે છે. પણ ઘણા ખરા હજી દેવતાને પૂજનારા છે આ દેશના રાજાને શાહ કહેછે.

મુખ્ય વેપારની જણસો—રેશમી, સૂતરાઉ અને ઉન-ના ગલીચા, શેતરંજી, અતર, કેસર, સોનામુખી, રુબાર્બ પીવાનો દારૂ. આરસપાહાણ અને ઘણી જાતનો મેવા પર-મુલક જાય છે. તલવાર, કટાર વગેરે હથિઆર સારા થાય છે. આ દેશમાંથી નપ્તેલ ઘણું નીકળે છે. એ શિવાય ઇરાની ઘોડા ને કુતરા ઘણા કીમતી ગણાય છે.

## અરબસ્તાન.

મુખ્ય શેહેર—મક્કા, એ રાજધાની એમાં મુસલમાન લોકનો પેગંબર મહમદ ઇ. સ. ૫૬૯ માં જન્મ્યો હતો, તેથી એ શેહેરને પવિત્ર ગણી બધા દેશમાંથી મુસલમાન લોકો ત્યાં હજ (જાતરા) કરવા જાયછે. અહીઆં મુસલમા-ની ધર્મની મુખ્ય મશીદ છે. તેમાં બીજા ધર્મના લોકને પેસવા દેતા નથી.

મદીના—એમાં મહમદ પેગંબર ઈ. સ. ૬૩૨ માં મરણ પામ્યો હતો, તેથી એની કબર છે. ઈ. સ. ૬૨૨ માં મહમદ મક્કેથી નાશીને આ શેહેરમાં આવ્યો ત્યારથી તેનો હીજરી સન ચાલુ થયો ગણાયછે. તેને આજ (૧૨૫૫) વરસ થયાં.

જીડા—એ રાતા સમુદ્ર ઉપર મોટું બંદર છે.

મસ્કત—એ અગ્નિ ખુણામાં મોટું બંદર છે ત્યાંથી દાડમ વગેરે મેવા આવેછે.

મોખા—એમાં ઘણો સારો બૂન થાય છે.

એડન બંદર—એ અંગ્રેજ સરકારને તાબે છે ત્યાં

આગળ ઇંગ્લાંડથી અને હિંદુસ્તાનથી જતી આવતી આગબોટો ઊતારો કરે છે.

મુખ્ય પર્વત—હોરેબ અને સીનાઇ.

મુખ્ય અખાત—અરબી અખાત એ અરબસ્તાન તથા આફ્રિકાની વચ્ચે છે.

મુખ્ય સામુદ્રધુની—બાબલમાંડબની સામુદ્રધુની એ આરબી અખાત અને હિન્દી મહાસાગરને જોડે છે.

મુખ્ય ભૂશિર—રાસલહદ એ આરબસ્તાનનું પૂર્વ બિંદુ છે.

મુખ્ય બેટ—બેહેરીંગ બેટ એની આસપાસના દરિઆમાં મોતી પાકે છે માટે પ્રખ્યાત છે, બીજો સોકોટ્રા.

આ દેશ મોટો છે ખરો, પણ દરિઆકિનારાપરની જમીન ફળદ્રુપ છે. મધ્ય ભાગમાં મોટાં મોટાં રેતીનાં રણ અને ડુંગરી પ્રદેશ છે. આ દેશના લોકને આરબ કહે છે. તેઓ આરબી ભાષા બોલે છે અને મુસલમાની ધર્મ પાળે છે. તેઓ ઘોડાની સ્વારી કરવામાં અને હથીઆર વાપરવામાં ઘણા બાહાદુર અને ચાલાક છે. પરોણાની ચાકરી કરવામાં તેઓ ઘણા સભ્ય અને દયાળુ છે, તેઓમાંના કેટલાક ખેતી કરે છે. કેટલાકતો ટોળીઓબંધ તેમનાં ઢોર ઢાંક સાથે લઇ એક સ્થળેથી બીજે સ્થળે જઇ તંબુ નાંખી ભટકતા ફરે છે, ને લાગ ફાવ્યો કે વેપારીઓના કાફલાને લૂટે છે. તે દરેક ટોળીને માથે અક્કેકો સરદાર હોય છે. તેને શેખ, શેરીફ, ઇમામ કે અમીર કહે છે.

**મુખ્ય વેપારની જણસો.**—આ દેશમાં ઘોડા ઘણાજ સારા થાય છે. તેઓ દોડવામાં ઘણા ચપળ હોય છે, ઊંટ અને સાંઢણીઓ પણ સારી થાય છે. એ સિવાય ઊન ને ઘણી જાતના ગુંદર.

## તુર્કસ્તાન.

મુખ્ય શેહેર—અલેપો એ રાજધાની.

સ્મિર્ના—એ યૂરોપના વેપારનું મથક છે.

બગદાદ—એ તૈગ્રિસ નદી ઉપર એમાં ખલીફ એટલે મુસલમાની ધર્મના મુખ્યની રાજધાની હતી.

બસરા—એ યુફ્રેતીસ અને તૈગ્રિસના સંગમ ઉપર વેપારનું મુખ્ય ઠેકાણું એની પાસેના ઇરાની અખાતમાં સાચ્ચાં મોતી પાકેછે.

જેરૂસલેમ—એ શેહેરને ખ્રીસ્તી લોકો ઘણું પવિત્ર ગણે છે તેથી વરસો વરસ હજારો ગાઉથી ખ્રીસ્તી લોકો અહીં જાત્રા કરવા આવે છે. યાહુદી લોકોએ ઇસુ ખ્રીસ્તને આજ શેહેરમાં શૂળીએ ચઢાવ્યો હતો. આ શેહેરમાં આરબ લોકોએ બંધાવેલી ઓમરની મશીદ છે. તે ઘણી સુંદર ને જોવા લાયક છે. આ મશીદને મક્કાની મશીદ જેટલીજ મુસલમાનો પવિત્ર ગણે છે.

તૈગ્રિસ નદી ઉપરનું નિનેવે અને યુફ્રેતીસ નદી ઉપરનું બાબિલન એ પૂર્વે આશિરિઆના રાજ્યની રાજધાનીનાં શેહેરો હતાં. એ શેહેરના નૈનસ નામના રાજાએ ભરત ખંડ જીતી લીધો હતો એવું કહેવાય

છે. નૈનસની રાણી સેમિરામિસે બાબિલન શેહેરની શોભા ઘણી વધારી હતી. એ શેહેરની શોભાનું વર્ણન હીરોડોટસે નીચે પ્રમાણે કરેલું છે.

બાબિલન શેહેર યુફ્રેતીસ નદીના બંને કાંઠાપર બાંધેલું હતું, અને નદીપર પૂલ બાંધીને શેહેરના બંને ભાગો જોડી લીધા હતા. ઘરો ત્રણ ચાર માળનાં અને શેરીઓ સીધી હતી. શેહેરને ફરતો મોટો કોટ અને ઊંડી ખાઇ હતી. શેહેરમાં જવા આવવાને પીતળના સો દરવાજા હતા. કિલ્લાની ભીંત ૩૬૫ ફુટ ઊંચી હતી અને છ ગાડીઓ સાથે જાય એવી જાડી હતી! એમાં ૧૦ લાખ માણસની વસ્તી હતી. એમાં ઇ. સ. પૂર્વે ૩૨૩ માં યુનાન દેશનો સિકંદર બાદશાહ મરણ પામ્યો હતો. એ શેહેર હાલ ઉજડ થઇ ગયું છે, પણ તેની જુની કીર્ત્તિ પ્રમાણે જોવા લાયક જુનાં ખંડેરો ઘણાં છે. તે ઠેકાણે હાલ હીલાહ કરીને શેહેર છે.

મુખ્ય પર્વત—કાકેસસ. એ ઇશાન ખુણામાં અને તૌરસ મધ્ય ભાગમાં છે.

મુખ્ય નદીઓ—યુફ્રેતીસ અને તેગ્રીસ એ બંને તૌરસ પર્વતમાંથી નીકળીને બસરા આગળ ભેગી થઇ દક્ષિણમાં ઇરાની અખાતને મળે છે.

જાર્ડન નદી—એ મૃત સરોવરને મળે છે.

મુખ્ય સરોવર—વ્હાન સરોવર, એ કુર્દીસ્તાનમાં વ્હાન શેહેરની પાસે મૃત સરોવર, એ પાલેસ્ટાઇનમાં

છે. એમાં માછલાં જીવતાં નથી અને એને કિનારે ઝાડ પાન થતાં નથી.

તુર્કસ્તાનની હવા સુખ કરતા અને જમીન રસાળ છે. આ દેશ પૂર્વે ઘણો નામીચો હતો, અને જુનિ દુનિયાના ઇતિહાસમાં પંકાયલા શેહેરો આજ દેશમાં હતાં. તેમાંથી કેટલાંકનાં ખંડેરો હાલ જોવામાં આવેછે અને બીજાં છેક નાશ પામ્યાંછે. આ દેશના સીરિઆ પ્રાંતની દક્ષિણમાં પાલેસ્ટાઇન છે તેમાં પૂર્વે જયુ એટલે યાહુદી લોકો રેહેતા. તેઓ દુનીયાના દરેક ભાગમાં જઇ વસ્યા છે. કાચનો શોધ પ્રથમ આજ દેશમાં થયો એવું કહે-વાયછે. આ દેશના લોક તુરક કહેવાય છે, પણ મૂળ મોગલ વંશના છે. તેઓ મુસલમાની ધર્મ પાળે છે. આ દેશ યૂરોપ ખંડના તુર્કસ્તાનના સુલતાનને તાબે છે.

મુખ્ય વેપારની જણસો—આ દેશમાં અંગોરા નામના બકરાં થાયછે. તેમના વાળની સારી કામળીઓ બને છે. એ શિવાય બીજું રેશમી તથા સુતરાઉ કાપડ, અફીણ રૂબાર્બ નામની ઔષધી, ઘોડા અને ચામડાં.

## તાતાર દેશ.

આ દેશના હાલ ત્રણ ભાગ છે. તેમના નામ સ્વતંત્ર તાતાર, ચીનાઇ તાતાર (અથવા ચીનાઇ તાર્તરી) અને રૂશિઅન તાર્તરી.

## સ્વતંત્ર તાતાર.

મુખ્ય શેહેર—બુખારા એ રાજધાની એમાં ૧૬૦૦૦૦ માણસની વસ્તી છે. આ શેહેરમાં મુસલમાની ધર્મની પાઠશાળાઓ અને મસીદો ઘણી છે.

બલખ—એ પૂર્વે ઇરાનના રાજ્યની રાજધાનીનું શેહેર હતું પારસી લોકનો પેગંબર જરતોસ્ત, તેણે આજ શેહેરમાં પોતાનો ધર્મ પ્રગટ કરયો હતો. વળી કેટલાકના કેહેવા પ્રમાણે આ શેહેર એ જરતોસ્ત પેગંબરની જન્મ ભૂમિ ગણાયછે.

ખીવ—એ જીહુન નદી ઉપર વેપારનું ઠેકાણું છે.

મુખ્ય પર્વત— હિંદુકુશ એ દક્ષિણ દિશામાં આવેલા છે.

મુખ્ય નદીઓ—જીહૂન (આમૂ) અને સિહૂન એ બંને એરલ સરોવરને મળે છે.

મુખ્ય સરોવર— કાસ્પિઅન એ પશ્ચિમ દિશામાં. એ આખી પૃથ્વી ઉપર મોટામાં મોટું ખારા પાણીનું સરોવર છે.

એરલ—એ તાતારની ઉત્તરમાં. આ બંને સરોવર ઘણાં મોટાં અને તેમનું પાણી ખારૂં તેથી તેઓ કોઇ બખત સમુદ્રમાં ગણાય છે.

આ દેશના લોકને મુગલ અથવા મોગલ કહે છે તેઓ મુસલમાની ધર્મ પાળે છે. તેમાંના ઘણા ખરા ઘર બાંધી એક સ્થળે રહેતા નથી, પણ આરબોની પેઠે તેમનાં ઢોર સાથે લઇને ભટકતા ફરેછે. જંઘીસખાં અને

તૈમુર એ બંને દુષ્ટ લૂટારાઓ આ દેશના રેહેવાશી હતા, જંઘીસખાંએ હિંદુસ્તાનપર ચઢાઇ કરી સિંધુ નદી આગળ દશ હજાર હિંદુઓને પકડી મારી નાંખ્યા હતા અને તૈમુરે ઇ. સ. ૧૩૯૭ માં હિંદુસ્તાનપર ચઢાઇ કરી દીલ્લી વગેરે ઘણાં શેહેરો લૂટીને તથા બાળીને લાખો માણસને કતલ કર્યાં હતાં. એ તૈમુરના વંશના મોગલોએ અંતે હિંદુસ્તાનમાં બાદશાહી ભોગવી. તેમાં સૌથી સરસ બાદશાહ અકબર થઇ ગયો.

મુખ્ય વેપારની જણસો—રેશમ સૂતર, રૂ, ઊન, ઢોર, ઘોડા અને ઘેટાંનાં ચામડાં.

## ચીનાઈ તાર્તરી.

મુખ્ય શેહેર—યારકંદ, એ એજ નામની નદીને કાંઠે છે. એમાં એક લાખ માણસની વસ્તી છે ને વેપાર સારો ચાલે છે. અહીં ચીનાઇ ગવર્નરની ગાદી છે.

કાશગર—એમાં મુસલમાન અને ચીના લોકની વસ્તી છે.

મુખ્ય પર્વત—આલતાઇ એ રૂશિઆ તથા ચિનાઇ તાર્તરીની વચ્ચે છે.

મુખ્ય નદીઓ—સગેલીઅન અથવા આમૂર એ આલતાઇ પર્વતમાંથી નીકળીને ઓકોટસ્કના સમુદ્રને મળે છે.

મુખ્ય રણ—આ દેશના દક્ષિણ ભાગમાં ગોબી નામે મોટું રેતીનું રણ છે. તે ૧૪૦૦ મેલ લાંબું

અને ૭૦૦ મૈલ પહોળું છે.

મુખ્ય બેટ—સગેલીઅન પૂર્વ દિશાએ છે.

મુખ્ય દ્વીપકલ્પ—કોરીયાનો દ્વીપકલ્પ.

આ દેશના લોક પણ મોગલ કહેવાય છે. તેઓને એક સ્થળે રહેવું ગમતું નથી આ દેશના કેટલાક લોક મુસલમાની ધર્મ પાળે છે. તેઓની ભટકતી ટોળીઓ તેમનાં ઢોર અને ઘોડા સાથે લઇ જ્યાં ચારો મળે ત્યાં તંબુ નાખી ફરતી ફરેછે. તેઓ ઘણું કરીને દૂધ અને ઘોડાનું માંસ ખાઇને રહે છે. દરેક ટોળીના સરદારને ખાન કહે છે. તે ચીનના બાદશાહને ખંડણી આપે છે. આ દેશના લોકોએ ઇ. સ. ૧૬૪૪ માં ચીન દેશ જીતી લીધો ત્યારથી તેઓ ત્યાં રાજ કરેછે આ દેશ ચીનના બાદશાહને તાબે છે.

રૂશિઆનું તાર્તરી—રૂશિઆએ તાતારનો કેટલોક ભાગ જીતી લીધો છે તેને રૂશિઆનું તાર્તરી કહે છે.

મુખ્ય શેહેર—તાસ્કંદ અને બીજું સમરકંદ એમાં તૈમુરલંગની રાજધાની હતી. તેમાં હાલ એની કબર છે.

## રૂશિઆ દેશ.

આ દેશને સૈબીરિઆ પણ કહેછે. આ દેશ એશિઆ ખંડના બધા દેશો કરતાં લંબાઇ પહોળાઇમાં મોટો છે, પણ તેના પ્રમાણમાં વસ્તી ઘણી થોડીછે એના બે ભાગ છે, પૂર્વ સૈબીરિઆ અને પશ્ચિમ સૈબીરિઆ.

મુખ્ય શેહેર—ટોબોલસ્ક એ પશ્ચિમ સૈબીરિઆ ની રાજધાની ઓબી નદી ઉપર, એમાં એટલી બધી ટાઢ પડે છે કે પારો પણ ઠરી જાય છે.

ધર્કુત્સ્ક—એ પૂર્વ સૈબીરિઆની રાજધાની લીના નદી ઉપર એમાં પણ ટાઢ ઘણીજ પડે છે.

મુખ્ય પર્વત—આલતાઇ પર્વત, એ સૈબીરિઆ ને ચીનાઇ તાર્તરીની વચ્ચે છે. યૂરલ પર્વત પશ્ચિમે છે એ બંને પર્વતમાંથી સોનું, રૂપુ નીકળે છે.

મુખ્ય નદીઓ—ઓબી, એનીસી અને લીના એ ત્રણે આલ્તાઇ પર્વતમાંથી નીકળીને ઉત્તર મહાસાગરને મળે છે.

મુખ્ય અખાત—ઓબીનું અખાત ઉત્તર મહાસાગરમાં છે. અને અનાદીરનું અખાત પાસિફિક મહાસાગરમાં છે.

મુખ્ય સરોવર—બૈકલ એના જેવું મીઠા પાણીનું સરોવર એકે નથી.

મુખ્ય ભૂશિર—પૂર્વ ભૂશિર એ છેક પૂર્વમાં છે. લોપાટકા એ કામસ્કાટકાની દક્ષિણે.

આ દેશમાં કેટલાક દિવસ સુધી સૂરજ ઉગતો નથી તેથી રાત બહુ લાંબી હોય છે. ઘણી ટાઢ અને બરફ પડે છે. તેથી જમીનમાં કંઇ પાકતું નથી. શિયાળામાં જ્યારે ઘણી ટાઢ પડેછે ત્યારે લોકો ભોંયમાં ભોંયરાં કરીને રહેછે ચામડાના ડગલા પહેરે છે ને તાપવાને દેવતા રાખે છે આ દેશના લોકો ઘણા જંગલી ને અભણ છે, તેમને રૂશ અથવા રૂશિઅન કહે છે. તેઓ રૂશિઅન ભાષા

બોલે છે. આ દેશમાં કેટલાક ગ્રીક ધર્મ પાળે છે, કેટલાક મુસલમાની ધર્મ પાળે છે, અને કેટલાક મૂર્ત્તિ પૂજક છે. આ દેશપર યૂરોપના રૂશિઆના બાદશાહનો અમલ ચાલે છે, તેને ઝાર કહેછે.

મુખ્ય વેપારની જણસો—સોનું, રૂપુ, તથા જનાવરના વાળ.

## જાપાન.

ચાર બેટ મળીને જાપાન દેશ થયો છે. તેમાં નિફોન અને જેસ્સો એ બે મુખ્ય છે.

મુખ્ય શેહેર—જેડો, એ રાજધાની નિફોન બેટમાં છે. એમાં ૨૦ લાખ માણસની વસ્તી છે.

મિયાકો—એ અસલની રાજધાની એમાં વેપારનાં કારખાનાં છે.

નાગાસાકી—એ મુખ્ય બંદર છે.

આ દેશના લોકને જાપાની લોક કહે છે તેઓ રૂપમાં અને રીત ભાતમાં તેમના પડોશી ચીના લોકને મળતા આવે છે. પણ કેટલીક બાબતમાં ચીના લોકને ટકર મારે એવા છે. તેઓ વિદ્યા તથા કળામાં ઘણાં કુશળ છે. તરવાર ચીનાઇ વાસણ, અને રોગાનદાર સામાન એ લોકો સારો બનાવે છે. આ દેશ રસાળ છે એટલુંજ નહીં, પણ એમાં સોનું, રૂપું, અને ત્રાંબું એ ધાતુઓની જબરી ખાણો છે. આ દેશના લોક બૌદ્ધ ધર્મ પાળે છે. તેઓ ઘણા ચાલાક અને

સાહસિક છે. એશિઆ ખંડના બીજા દેશના લોક કરતાં તેઓ ઘણા હુંશિયાર છે.

મુખ્ય વેપારની જણસો—સોનું, રૂપુ, કપુર, રેશમી તથા સૂતરાઉ કાપડ, ચીનાઇ વાસણ અને રોગાનદાર સામાન.

## ચીન દેશ.

મુખ્ય શેહેર—પેકીન, એ ઊત્તર દિશામાં પીહો નદી ઉપર છે તેમાં ૨૦૦૦૦૦૦ (વીશ લાખ) માણસની વસ્તી છે. ચીનાઇ તાર્તરીના મોગલ લોકોએ ૨૩૨ વરશ ઉપર ચીન દેશ જીતી લીધો ત્યારથી એ શેહેરમાં રાજધાની થઇ છે. એના બે ભાગ પાડેલા છે. ઉત્તર ભાગમાં મોગલ લોક રહેછે અને દક્ષિણમાં ચીના લોક રહે છે આ શેહેરમાં ચોપડીઓ છાપવાનો ને વેચવાનો ભારે વેપાર ચાલે છે.

નાનકિન—યાંગસિકયાંગ નદી ઉપર, એ પેહેલાં રાજધાનીનું શેહેર હતું. તેમાં ૧૨૦૦૦૦૦ (બાર લાખ) માણસની વસ્તી છે. તેમાં રેશમ, સાટીન, કાગળ, અને સાઇ બનાવવાનાં કારખાનં છે.

કંતાન—એ કંતાન નદી ઉપર, દક્ષિણમાં મોટું બંદર છે. એ બંદરેથી હિંદુસ્તાનમાંથી અફીણ ચીન દેશમાં જાયછે. અને ચા, રેશમ, ચીનાઇ માટીનાં વાસણ, અને ચાંદી વગેરે કીમતી ધાતુ પર મુલક જાય છે. એ શેહેરમાં જગ્યાની તંગાસને લીધે ઘણા લોકો નદીની અંદર વહાણ કે હોડીમાં ઘર કરી રહેલા છે,

તેથી નદીમાં જાણે શેહેર વસેલું હોય એમ લાગે છે. એ શેહેરમાં આશરે ૧૫૦૦૦૦૦ (પંદર લાખ) માણસની વસ્તી છે.

કીંગ ટી શીયાંગ—એમાં ચીનાઇ માટીના વાસણ બનાવવાનાં મોટાં કારખાનાં છે તેથી ૫૦૦ ભઠ્ઠીઓ રોજ બળ્યા કરે છે. એમાં ૧૦૦૦૦૦૦ (દશ લાખ) માણસની વસ્તી છે,

મુખ્ય પર્વત—થિયન શાન.

મુખ્ય નદીઓ—હોયાંગ-હો અને યાંગ્સિકયાંગ એ બંને પાસિફિક માહાસાગરને મળે છે.

મુખ્ય બેટ—ફોરમોસા, હેનાન એ ચીનને તાબે છે. હાંગકાં બેટ, કંતાન નદીના મુખ આગળ તે અંગ્રેજ સરકારને તાબે છે.

પૃથ્વી ઉપરના બધા દેશો કરતાં આ દેશમાં વસ્તી ઘણી છે. આખી પૃથ્વી ઉપર જે વસ્તી છે તેનો ત્રીજો ભાગ એટલે આશરે ૩૫૦૦૦૦૦૦૦ (પાંત્રીશ કરોડ) માણસની વસ્તી ચીનમાંજ છે. આ દેશના લોકને ચીના લોક કહેછે. તેઓ ચીનાઇ ભાષા બોલે છે ને કળા કૌશલ્યના કામમાં ઘણા હોશિઆરછે. કારણ કે છાપવાની કળા, હોકા યંત્ર અને બંદુકનો દારૂ ચીના લોકોએજ શોધી કહાડેલો જણાય છે.—

ઉંચા પ્રકારનું રેશમી કાપડ કરવામાં, સુશોભીત ભરત ભરવામાં, માટીનાં વાસણ કરવામાં, અને હાથીદાંત પર નકશી કોતરવામાં ચીના લોક યૂરોપીયનોને ટકર મારે એવા છે.

ચીના લોકો કેવા ઉદ્યોગી અને આગ્રહીછે તે તેમ-નાં કરેલાં મહાભારત કામઉપરથી માલમ પડે છે.

ચીનાઈતાર્તરીના મોગલ લોક ચીન દેશપર ચઢાઇ કરતા અટકે માટે ચીના લોકે ચીનની ઉત્તરમાં ઇ. સ. પૂર્વે ૨૦૦ વરસપર મોટી ભીંત બાંધેલી છે. તે ૧૨૦૦ મૈલ લાંબી, ૧૫ થી તે ૩૦ ફુટ ઊંચી, અને છ ઘોડે સ્વાર હારબંધ ચાલે એટલી પહોળી છે! આ ભીંત દુનિયાના અચંબામાંનો એક જોવા લાયક અચંબો છે.

બીજું મોટું કામ એકે ખેતીવાડી કરવામાં પાણીની તંગી ન પડે, માટે ૭૦૦ મૈલ લાંબી નહેર બાંધેલીછે.

ચીના લોકની કેટલીક રીતભાત ધીક્કારવા જોગ છે. તેઓ એમ સમજે છે કે, સ્ત્રીના પગ જેમ ટુંકા તેમ તે વધારે રૂપાળી ને ઊંચા કુળની ગણાય, માટે જયારે છોકરી જન્મે છે ત્યારે તેનાં મા બાપ તે બાપડીના પગપર મજબુ-ત પાટા બાંધે છે કે પગ વધે નહીં પણ આથી તે બાળકી એટલું દુ:ખ પામે છે કે તે આપણાથી જોવાય પણ નહીં. વળી ઊંચા લોકમાં સ્ત્રી પુરૂષ બંને હાથના નખ ખૂબ લાંબા વધવા દે છે. કારણ કે જેના નખ લાંબા તે શ્રીમંતીમાં ખપે છે.

ખાવા પીવામાં ચીના લોક જેવા કોઇ લોક ગંદા નથી. ઊંચી જાતના લોક તો જાવા વગેરે બીજા બેટમાંથી ખાવા લાયક પક્ષીના માળા મંગાવે છે. અને ગોકળ ગાય જેવા કીડાનો ભક્ષ કરે છે. પણ નીચ જાતના લોક શું નહીં ખાતા હોય તેનો વિચાર કરવો કઠણ છે, તેમને તો કશુંએ નકામું નથી. કુતરાં, બીલાડાં,

ઉંદર, કોળ, કીડા, અને બધી જાતનાં જનાવરનો ભક્ષ કરે છે. પણ ઘણું કરીને બધી જાતના લોક ચોખા ખાય છે ને અફીણ પીએ છે.

ખાવા પીવામાં ચીના લોક ગમે તેવા ગંદા છે, પણ માબાપને માન આપવાની રીત તેમનામાં સારી પસરેલી છે. તે એટલે સુધી કે માબાપને અપશબ્દ કહેવો એ મોટો ગુન્હો ગણાય છે. ચીના લોકો કહેછે કે અમારૂં રાજ્યતો સ્વર્ગનું છે, અને અમારા બાપદાદાએ જે કર્યું છે તે સંપૂર્ણ છે, તેથી તેઓ સુધરયા નહીં.

ચીનમાં સ્ત્રી અને પુરૂષો એકજ ધારી પોશાક પહેરે છે. તેઓની ચામડીનો રંગ પીળચટો; ને નાક ચપટાં હોય છે. ચીના લોક માથે લાંબી લાંબી ચોટલીઓ રાખે છે. તેઓ બૌદ્ધ ધર્મ પાળે છે. તેમનો ધર્મ ગુરૂ કુંગફ્યુત્યસી (કનફ્યુશીઅસ) ઇ. સ પૂર્વે ૪૭૯ વરસપર થઇ ગયો તેના કરેલા ગ્રંથોને તેઓ બહુ માન આપે છે. આ દેશના રાજાને બાદશાહ કહે છે તે પેકીનમાં રહે છે. દુનિયાની બધી ભાષાઓ કરતાં ચીનાઇ ભાષા ઘણી અઘરી છે, કારણ કે એમાં દરેક શબ્દને માટે જૂદી જુદી નીશાની યાદ રાખવી પડે છે. એવી ૩૦,૦૦૦ હજાર નીશાનીઓ છે.

મુખ્ય વેપારની જણસો—ચા, ખાંડ, સાકર, રેશમ, ચાંદી, કપુર, મનોહર રેશમી કાપડ, સુતરાઉ કાપડ, રમકડાં, ચીનાઇ વાસણ, મખમલ, સાટીન, કાગળની અને રેશમની છત્રીઓ, ફટાકાની પેટીઓ ઇત્યાદિ.

# ટિબેટ.

આ દેશના બે ભાગ છે. એકનું નામ ચીનાઇ ટિબેટ અને બીજાનું નામ સ્વતંત્ર ટિબેટ.

મુખ્ય શેહેર—લાસા, એ ચીનાઇ ટિબેટની રાજધાની સાંપુ નદી ઉપર છે. તેમાં બૌદ્ધ ધર્મનો મુખ્ય આચાર્ય મહાલામાં રહે છે. તેથી એ શેહેર બૌદ્ધ ધર્મનું પવિત્ર ધામ ગણાય છે. એશિઆ ખંડના જે જે દેશોમાં બૌદ્ધ ધર્મ ચાલે છે ત્યાંથી હજારો લોક આ શેહેરમાં જાત્રા કરવા આવે છે.

લાડક અથવા લેહ—એ સ્વતંત્ર ટિબેટની રાજધાની.

મુખ્ય પર્વત—હિમાલય, એ ટિબેટ તથા હિંદુસ્તાનની વચ્ચે છે.

કૈલાસ—એ ટિબેટની ઉત્તરે છે.

મુખ્ય નદીઓ—સિંધુ, એ સ્વતંત્ર ટિબેટના પહાડમાંથી નીકળીને હિંદુસ્તાનમાં થઈ આરબી સમુદ્રને મળે છે.

બ્રહ્મપુત્ર—ચીનાઇ ટિબેટના પહાડમાંથી નીકળીને હિંદુસ્તાનમાં આવી બંગાળાના ઉપસાગરને મળે છે.

મુખ્ય સરોવર—ટેગ્રોનોર, ગાન સરોવર, રાવણહદ અને પાલટી.

આ દેશના લોકને ટિબેટી કહેછે. તેઓ ઘણું કરીને આપણા દેશના ભરવાડની પેઠે ભટકતા ફરે છે. આ દેશના લોકમાં જાતિ ભેદ નથી. તેઓમાં ચાર પાંચ ભાઇ વચ્ચે એક બઇરી પરણવાનો ચાલ છે. તેમની રીતભાત

તેમના પડોશી ચીનાઇ તાર્તરીના તાતાર લોક જેવી છે તેઓ બૌદ્ધ ધર્મ પાળે છે. કૈલાસ અને હિમાલય વિષે વારંવાર આપણા હિંદુ લોક બોલે છે તે આજ દેશમાં છે. આ દેશપર ચીનના બાદશાહની સત્તા છે.

મુખ્ય વેપારની જણસો—આ દેશના ઘેટાંના વાળ લાંબા ને રેશમ જેવા સુંવાળા છે. તેથી ઉન એ મુખ્ય વેપારની જણસ થઇ પડી છે. આ દેશનું બધું ઉન કાશ્મીર જાય છે. ત્યાં તેની સરસ શાલો બનાવે છે. આ દેશમાં કસ્તુરી નીકળે છે. એ શિવાય અહી સિંધવની અને સુરાખારની પણ ખાણો છે.

## શિઆમ.

મુખ્ય શેહેર—બાંકોક, એ રાજધાની મીનામ નદીને કાંઠે છે. તેમાં ચાર લાખ માણસની વસ્તી છે. પણ અરધો ભાગ તો ચીના લોકનો છે. મીનામ નદી શેહેરની વચોવચ વહે છે. તેથી શેહેરના બે ભાગ પડેલા છે. ઘણા ખરા લોક નદીમાં વાંસના ત્રાપા બાંધી તેમાં રહે છે. આ શેહેરમાં વેપાર સારો ચાલે છે.

મુખ્ય અખાત—શિયામનું અખાત. એ દક્ષિણ દિશામાં છે.

મુખ્ય સામુદ્રધુની—મલાક્કાની સામુદ્રધુની એ મલાયા અને સુમાત્રાની વચ્ચે છે.

મુખ્ય દ્વીપકલ્પ—મલાયાનો દ્વીપકલ્પ છે. આ દ્વીપકલ્પના લોક મલાઇ તેઓ મુસલમાની ધર્મ પાળે છે.

મુખ્ય સંયોગી ભૂમિ—ક્રોની સંયોગી ભૂમિ એ શિયામ અને મલાયાના દ્વીપકલ્પની વચ્ચે છે.

આ દેશના લોકને શિઆમી કહેછે તેઓ બૌદ્ધ ધર્મ પાળે છે. આ દેશની જમીનમાંથી રત્ન નીકળે છે વળી અહીંના હાથી ઘણા શોભાયમાન અને અક્કલવાળા છે.

## બ્રહ્મદેશ.

એમાં આસામ, આરાકાન, પેગુ, મારટાબાન અને ટેન્હાય એ પ્રાંતો અંગ્રેજ સરકારને તાબેછે તેમાં મુખ્ય શેહેર નીચે પ્રમાણે.

રંગુન—એ ઇરાવતીને કાંઠેછે.

આરાકાન—એ આરાકાન નદી ઉપર છે.

મારટાબાન—એ મારટાબાનના અખાત ઉપર.

ઉપલા પ્રાંતો શિવાય બાકીનો મુલક બ્રહ્મદેશના રાજાને તાબે છે તેમાં મુખ્ય શેહેર નીચે પ્રમાણેઃ—

મુખ્ય શેહેર—આવા એ રાજધાની ઇરાવતીને કાંઠે છે. તેમાં એક લાખ માણસની વસ્તી છે.

અમરપૂર—એ જુની રાજધાનીનું શેહેર ઇરાવતીને કાંઠે. એમાં પણ એક લાખ માણસની વસ્તી છે.

મુખ્ય નદી—ઇરાવતી એ બંગાળાના ઉપસાગરને મળે છે.

મુખ્ય અખાત—મારટાબાનનું અખાત એ બ્રહ્મદેશની દક્ષિણે છે.

મુખ્ય ભૂશિર—નીગ્રેસ, એ નૈરૂત્ય કોણમાં છે.

આ દેશના લોકને બ્રહ્મી લોક કહેછે. તેઓ બૌદ્ધ ધર્મ પાળે છે.

મુખ્ય વેપારની જણસો—સાગનાં લાકડાં.

---

# હિંદુસ્તાન.

મૂળનામ—આ દેશનું મૂળનામ આર્યાવર્ત હતું. તેનો અર્થ એકે (આર્ય એટલે શ્રેષ્ઠ લોક અને આવર્ત એટલે સ્થળ) શ્રેષ્ઠ લોકનું સ્થળ પણ પાછળથી ભરત કરીને કોઇ પ્રતાપી રાજા થઇ ગયો, તેના નામ ઉપરથી આખા દેશનું નામ ભરતખંડ પડ્યું. હિંદુસ્તાન એ નામ તો આ દેશને મુસલમાનોએ આપેલું જણાય છે કારણ કે હિંદુસ્તાન એ ફારશી ભાષાનો શબ્દ છે. તેનો અર્થ એ કે (હિંદુ એટલે કાળા અને સ્તાન એટલે દેશ) કાળા લોકનો દેશ.

કાશ્મીરથી તે ઠેઠ કન્યાકુમારી ભૂશિર સુધી હિંદુસ્તાનની લંબાઇ ૧૯૦૦ મૈલ, અને સિંધુ નદીથી તે બ્રહ્મપુત્ર નદી સુધી પહોળાઇ ૧૫૦૦ મૈલ છે.

એશિઆ ખંડમાં સર્વથી વધારે વસ્તી વાળો દેશ ચીન, અને તેથી ઉતરતો આ હિંદુસ્તાન છે. એમાં (૨૫) કરોડ માણસની વસ્તી છે.

હિંદુસ્તાનની સીમા ઉત્તરમાં હિમાલય પર્વત અને તેની પેલીપાર ટિબેટ; પૂર્વમાં બ્રહ્મદેશ અને બંગાળાનો ઉપસાગર; અને પશ્ચિમે અફગાનીસ્તાન બલૂચીસ્તાન, અને આરબી સમુદ્ર છે. દક્ષિણે હીંદી મહાસાગર.

આ દેશના ત્રણ ભાગ કરેલા છે. ઉત્તર હિંદુસ્તાન, મધ્ય હિંદુસ્તાન, અને દક્ષિણ હિંદુસ્તાન અથવા દખ્ખણ.

ઉત્તર હિંદુસ્તાન—હિમાલય પર્વત અને શિવાલિક પહાડની વચ્ચે છે.

મધ્ય હિંદુસ્તાન—શિવાલિક પહાડ અને નર્મદા નદીની વચ્ચે છે.

દક્ષિણ હિંદુસ્તાન—નર્મદા નદીની દક્ષિણનો બધો ભાગ તેને દક્ષિણ હિંદુસ્તાન કહે છે.

ઉત્તર હિંદુસ્તાનમાં ૩ પ્રાંત છે.

કાશ્મીર—કાશ્મીર અથવા શ્રીનગર. જેલમ નદી ઉપર.

નેપાલ—ખટમંડુ.

ભૂતાન—ટયાસિટચુડન.

# મધ્ય હિંદુસ્તાનમાં ૧૪ પ્રાંત છે.

| પ્રાંત. | મુખ્ય શેહેર. |
| --- | --- |
| બંગાળા | કલકત્તા, હુગલી નદી ઉપર; ઢાકા ને મુરશીદાબાદ. |
| બહાર | પટણા ને મોંગીર એ બંને ભાગેરથીને કાંઠે છે. તેમાં પટણા એ અફીણ ને ગળીના વેપારનું મુખ્ય સ્થળ છે. એ શિવાય ભાગલપોર દીનાપોર અને બક્ષર. |
| અલાહબાદ | પ્રયાગ એ ગંગા અને જમુના નદીના સંગમ ઉપર. અને કાસી ગંગાને કિનારે, તે આખા હિંદુસ્તાનમાં પવિત્ર તીર્થ ગણાય છે. અને સંસકૃત ભાષાના પંડિતોનુ મુખ્ય સ્થળ છે. એમાં કાશી વિશ્વનાથ મહાદેવનું મોટું દેહેરૂં છે. આ શેહેરમાં દેવળ ઘણાં સાંકડાં છે. મીરજાપૂર—રૂના વેપારનું મથક છે. એ શિવાય ચુનાર, કલિંજર અને જુઆનપુર. |
| અયોધ્યા | લખનોર—ગોમતી નદીને કાંઠે. |

અયોધ્યા—એ સયુ અથવા ગોગ્રા નદીને કાંઠે, એમાં રામચંદ્રનો જન્મ થયાને લીધે પવિત્ર ગણાય છે, અને ફૈજાબાદ.

દીલ્હી ............... દીલ્હી જમનાને કિનારે, એ આગળ મુસલમાન રાજાઓના વખતમાં હિંદુસ્તાનની રાજધાની હતી, તેથી એમાં મશીદો અને મીનારા જોવા લાયકછે. તેમાં મુખ્યત્વે કરીને બાદશાહી મેહેલ ખરે ખરો જોવા લાયક છે. તે સર્વ ઇમારતોથી ઘણો ઊંચો છે. તે ૧૦૦૦ યાર્ડ લાંબો ને ૬૦૦ યાર્ડ પહોળો છે. તે બંધાવતાં રૂ ૧૦,૫૦૦,૦૦૦ ખરચ થયેલો છે. શાહજા બાદશાહે કરાવેલું અમુલ્ય મયુરાસન, સુવર્ણ હીરા અને રત્નથી જડીત, તે આજ મેહેલમાં હતું જુમામશીદ કરીને એક મોટી અને સુંદર મશીદ છે. તે આખા હિંદુસ્તાનમાં મુસલમાન લોકને ભક્તિ કરવાનું મુખ્ય સ્થળ છે. ગુલામવંશના બાદશાહ કુતુબદીને અહીં એક મીનારો કરાવેલો છે તેને કુતુબ-

મીનાર કહે છે. તેનો પરિધ ૧૪૩ ફુટ છે તે પેહેલાં ૨૪૨ ફુટ ઊંચો હતો, પણ ઉપરનો કેટલોક ભાગ ટુટી પડયાથી હાલ ૧૧૦ ફુટ રહેલોછે. દીલ્હી શેહેરની ઉત્તરે પાનિપતનું પ્રખ્યાત રણક્ષેત્ર (યુદ્ધનું સ્થળ છે.) મહાભારતમાં કહેલું કૌરવ અને પાંડવનું યુદ્ધ એમાંજ થયું હતું એ શિવાય મીરત, સરહીંદ અને કાનપૂર.

આગ્રા................આગ્રા જમનાને કિનારે, એ અકબર બાદશાહની રાજધાની.

ગ્વાલિઅર—એ સિંધીઆ સરકારની રાજધાની અને કનોજ ગંગાને કિનારે.

પંજાબ...............લાહોર રવી નદીને કિનારે એ શીખ લોકની રાજધાની.

અમૃતસર—એ શીખ લોકનું પવિત્ર શેહેર અને વેપારનું મથક છે

સીમલા—આ શેહેરની હવા ઘણી થંડી ને સુખ કરતા છે તેથી હિંદુસ્તાનનો ગવર્નર જનરલ ઘણું ખરૂં આહીં રહેછે.

મુલતાન...............મુલતાન, ચીનાબ નદી ઉપર, એમાં રેશમી તથા સૂતરાઉ કાપડ અને

શાલો બને છે. આ શેહેરમાંથી કોહીનૂર (પ્રકાશનો પર્વત) એ નામનો કીમતી હીરો અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો તે હાલ આપણી મહારાણી વિક્ટોરિયાના મુગટમાં બીરાજે છે.

રજપૂતસ્થાન ........અજમેર એ અંગ્રેજ સરકારને તાબે છે. એ શિવાય જેપૂર, ઉદેપૂર અને જોધપૂર.

માળવા..............ઉજ્જન નગરી ક્ષીપ્રા નદી ઉપર એમાં પેહેલાં ધર્મ ધુરંધર અને પર દુઃખ ભજંન વિક્રમ રાજાની રાજધાની હતી. તે વિક્રમ રાજાનો સવંત મધ્ય હિંદુસ્તાનમાં ચાલે છે. તેને આજ ૧૯૩૫ વરસ થયાં. ઇંદોર—હોલકર સરકારની રાજધાની.

ગુજરાત ........... અમદાવાદ એ સાબરમતીના પૂર્વ કિનારા ઉપર છે· તે સુલતાન અહમદે ઇ. સ. ૧૪૧૧ માં વસાવ્યું હતું તેમાં ૧૨૦૦૦૦ માણસની વસ્તી છે. તેને ફરતો મજબુત કિલ્લો છે. મુંબઇથી ઉતરતું ગુજરાતમાં આજ શેહેર છે.

સુરત—તાપી નદીના દક્ષિણ કિના-

રાપર છે. તે પેહેલાં ઘણું પ્રખ્યાત હતું પણ રેલ આવ્યાથી પડી ભાગ્યું છે. એમાં અંગ્રેજોએ ઇ. સ. ૧૬૧૨ માં પ્રથમ વેપારની કોઠી ઘાલી હતી.

ભરૂચ—નર્મદાના ઉત્તરકિનારા ઉપર છે.

વડોદરા—એ ગાયકવાડ સરકારની રાજધાની વિશ્વામીત્રી નદી ઉપર. એમાં દોઢ લાખ માણસની વસ્તી છે.

ખંભાત—એ ખંભાતના અખાત ઉપર. એ પેહેલાં મોટું બંદર હતું, પણ રેલવે થયાથી તે પડી ભાગ્યું છે. એમાં નવાબનું રાજ છે.

કચ્છ.................ભૂજ એ સંવત ૧૬૦૫ માં રાવ શ્રી ખેંગારજીએ વસાવ્યું માંડવી બંદર—કચ્છના અખાત ઉપર છે.

સિંધ ..............હેદરાબાદ, ઠઠ્ઠા, એ બંને સિંધુ નદી ઉપર, કરાંચી એ આરબી સમુદ્ર ઉપર મોટું બંદર છે.

કાઠીયાવાડ...........રાજકોટ, એમાં પોલિટિકલ એજંટ રહે છે તે અહીંના રાજાઓ ઉપર દેખરેખ રાખે છે.

એ શિવાય ભાવનગર જુનાગઢ, નવાનગર, પોરબંદર, એ મોટાં શેહેર છે.

## દક્ષિણ હિંદુસ્તાનમાં ૮ પ્રાંત છે.

| પ્રાંત | મુખ્ય શેહેર. |
| --- | --- |
| મહારાષ્ટ્ર ........... | પુના, એમાં પેહેલાં પેશવા સરકારની રાજધાની, હતી. સતારા એ મરેઠા લોકના રાજ્યની મૂળ ગાદીનું સ્થળ. |
| નિઝામનુ રાજ્ય...... | હેદરાબાદ, એ નિઝામ સરકારની રાજધાની કૃષ્ણાને મળનારી મુશી નદી ઉપર છે એ શિવાય ઔરંગાબાદ, દોલતાબાદ અને બેદર. |
| ઓઢીયા............. | કટક, મહા નદી ઉપર અને જગંનનાથ. |
| ઉત્તર સરકાર......... | મછલીપટ્ટણ અને રાજમંદ્રી. એ શિવાય ગંજામ, વિસાગાપટણ, અને ગંતુર. |
| મ્હૈસૂર............... | મ્હૈસૂર, એ રાજધાની. અને શ્રીરંગપટણ કાવેરી નદીમાંના એક બેટ ઉપર બાંધેલું છે. તે હૈદર અને ટિપુ સુલતાનની રાજધાનીનું શેહેર |

સને ૧૭૯૯ માં અંગ્રેજ સરકારને હાથ આવ્યું અને બંગલોર.

મલબાર..............કાનાનોર એ શિવાય ટાલીચરી ને કાલીકટ.

ત્રાવણકોર...........ત્રીવનદ્રામ.

કર્ણાટક..............આર્કોટ એ શિવાય પોંદીચરી ત્રિચિનાપલી, તંજાવર, મધુરા, ત્રાંકવીબાર, નિગાપટન અને તિનવલી.

ઉપર કહેલા પ્રાંતોના છ ઇલાકા કરેલા છે. તેમનાં નામ મુંબઇ, મદ્રાસ, બંગાળા, આગ્રા, પંજાબ, અને મધ્યપ્રાંત.

બંગાળા ઇલાકો—એમાં બંગાળા, બહાર, ઓડીઆ આસામ અને આરાકાન વગેરે પ્રાંત આવેલાછે. તેઓનાં મુખ્ય શેહેરો.

કલકત્તા, મુર્શિદાબાદ, ઢાકા, બર્ધમાન, બેરાંમપુર, ચીતાગાંમ, શ્રીરામપુર, ચંદ્રનગર, દારજીલીંગ, બહાર, પટણા, મોંગીર, દીનાપુર, ભાગળપુર, રાજમાહાલ, ગયાજી, બક્ષર, કટક, બાલાસુર, જગન્નાથ, આસામ, આરાકાન, રંગુન, મારટાબાન.

આગ્રા ઇલાકો—એમાં આગ્રા, અલાહાબાદ અને અયોધ્યા, એ પ્રાંતો આવેલા છે. અને તેના મુખ્ય શેહેરો.

કાશી, આગ્રા, પ્રયાગ, મીરજાપોર, ચુનાર, કલિંજર કાનપોર, લખનોર, જુઆનપોર, કનોજ, ગોવાળીઅર, કાલ્પી, ફૈજાબાદ, હરદ્વાર, ને શાહાજનપોર વગેરે.

પંજાબ ઇલાકો—એમાં પંજાબ, મુલતાન, સતલજ કાંઠાપરનાં સંસ્થાન અને દીલ્હી વગેરે છે. અને તેના મુખ્ય શેહેરો.

લાહોર, મુલતાન, અમૃતસર, પેશાવર, અટક, રાવલપીંડી, ભાવલપુર, લુધીઆના, બરેલી, દીલ્હી, સરહિંદ, મીરત, સાહારનપોર, ને પાનીપત.

મધ્ય પ્રાંતો—એમાં મધ્ય પ્રાંતો આવેલા છે. તેના મુખ્ય શેહેરો નાગપુર, ઊંમરાવતી, ઇલીચપુર, ચાંદા, સંબલપુર, રતનપુર, બીલાસપુર, જબલપુર, હુસંગાબાદ.

મુંબઇ ઇલાકો—એમાં સિંધ, કછ, ગુજરાત, મહારાષ્ટ્ર અને દક્ષિણ મહારાષ્ટ્ર એ પ્રાંત આવેલા છે. અને તેના મુખ્ય શેહેરો.

શીકારપુર, હૈદ્રાબાદ, કરાંચી, અમદાવાદ ગોધરા, ખેડા ભરૂચ; સુરત, થાણા, ધુળીઆ, અહમદનગર, નાશીક, પુના, સતારા, સોલાપુર, બેલગામ, ધારવાડ કલાદગી, હોનાવર, રત્નાગીરી, કોલાબા, એ ઉપલા જીલ્લાના મુખ્ય શેહેરો. એ શિવાય બૈરપુર, ભૂજ, માંડવી નવાનગર, રાજકોટ જુનાગડ, ભાવનગર, ખંભાત. વડોદરૂં, માલેગામ, કોલાપુર, સાવંતવાડી, ગોવા, વગેરે બીજા શેહેરો છે.

મદ્રાસ ઇલાકો—એમાં ઊત્તર સિરકાર, કર્ણાટક મલબાર, મેહેસુર, અને તેલંગણ એ પ્રાંત આવેલા છે. અને તેના મુખ્ય શેહેરો.

મદ્રાસ, મછલીપટણ, ચીતુર, ત્રિચીનાપલી, ટા-

ચીચરી, ગંજામ, વીસાગાપટણ, રાજમંદ્રી, ગંતુર, વીજયનગર, પોન્ડીચરી, આર્કોટ, તંજાવર; મધુરાં ત્રાંકવીબાર, ત્રીચનપલ્લી, તીનવલી, બેલારી, કડપાં, માંગલોર, બાંગલોર, કલ્યાણપુર, કાનાનોર, કેલીકટ, શ્રીરંગપટ્ટણ, ને ત્રિવનદ્રમ.

મુંબઇ ઇલાકાનું મુખ્ય શેહેર—મુંબઇ બેટ, એ આખા હિંદુસ્તાનમાં સર્વથી શ્રેષ્ઠ બંદર છે. આ શેહેરના ઘરો ઘણાં ઊંચાં, વિશાળ, અને શોભાયમાન છે. જુદી જુદી જાતના જેટલા લોકો આ શેહેરમાં દીઠામાં આવે છે, તેટલા દુનિયાના બીજા કોઇ શેહેરમાં દેખાતા નથી. જેવા કે હિંદુ, પારસી (ઇરાની,) મુસલમાન અંગ્રેજ, પોર્તુગીઝ, મોગલ, જયુ, સીદી, આરબ, અફગાન અને ચીના લોક, આ શેહેરનું પાણી પેહેલાં ઘણું, ખરાબ હતું, તેથી સરકારે વિહાર અને તુલસી એ બે સરોવરમાંથી નળને મારગે ઘણું કરીને દરેક ઘરમાં પાણી આણેલું છે.

આ શેહેરના બે ભાગ છે. કોટ અને બહારકોટ. ઘણું કરીને સરકારી આફીસો, મોટા મોટા વેપારીઓની દુકાનો, અને જોવા લાયક મોટા મોટા પથરનાં મકાનો કોટમાંજ છે. ટાઊનહાલ (પૂ઼ાલય) આગળ અર્ધચંદ્રાકારની અને એકધારી પથરની મોટી મોટી ઇમારતો ગોળાકારમાં આવી રહેલી છે, તે જોવાલાયક છે. એ શિવાય હાલમાં બીજા ઘણાં સુશોભીત પથરનાં મકાનો બંધાયાં છે, ત્યાં આગળ ઉભા રહી જોઇએ, તો જાણે વિલાયતમાંજ ઉભા

છીએ એવું લાગે છે. આ શેહેરમાં સૂતરાઊ કાપડ વણવાના ઘણા સંચા ચાલે છે.

મુંબઈ ઇલાકાનો ગવરનર અહીં રહે છે, ઇનસાફની મોટી કોરટો પણ અહીંજ છે.

મુંબઇ બેટ પેહેલાં પોર્તુગીઝ લોકના હાથમાં હતો. પણ જ્યારે ઇંગ્લાંડનો બીજો ચાર્લ્સ રાજા ઇ. સ. ૧૬૬૧ માં પોર્તુગાલના રાજાની કન્યા કેથેરાઇનને પરણ્યો, ત્યારે તેને પેહેરામણીમાં આ બેટ મળ્યો હતો. હાલ મુંબઇમાં ૬૪૪૪૦૫ માણસની વસ્તી છે. તેમાં મુખ્યત્વે કરીને પારસી, ભાટિઆ અને ખોજા પૈસાદાર અને શાફરી વેપારી છે.

મુંબઇમાં નીચે લખેલી જગ્યાઓ જોવા લાયકછે.

કોટમાં—ટાઉનહાલ (પૂરાલય,) એલફિસ્ટન સર્કલ ગોદી, ટંકશાળ, કોલાબાની દીવાદાંડી અને ઑબઝર વેટરી (વેદશાળા.)

બાહારકોટમાં—ક્રાફર્ડ માર્કેટ, રાણીનો બાગ, સંગ્રહસ્થાન (મ્યુઝીયમ,) એલફિસ્ટન કોલેજ (પાઠશાળા)

મદ્રાસ ઇલાકાનું મુખ્ય શેહેર—મદ્રાસ એ દક્ષિણ હિંદુસ્તાનમાં કારોમાંડલ કિનારા ઉપર મોટું બંદર છે. ઇ. સ. ૧૬૩૯ માં અંગ્રેજ લોકોએ ફોર્ટ સેંટ જયોર્જ બાંધેલો તેની આસપાસ વસ્તી વધીને એ શેહેર બનેલું છે. એમાં ૪૦૦૦૦૦ (ચાર લાખ) માણસની વસ્તી છે.

બંગાળા ઇલાકાનું મુખ્ય શેહેર—કલકત્તા એ આખા હિંદુસ્તાનની રાજધાની હુગલી નદી ઉપર. અહીં ગવર્નર જનરલ રહે છે. એને વાઇસરાય કે રાજ પ્રતિનિધિ કહે છે. ગવર્નર જનરલના હાથ નીચે બીજા ઇલાકાના ગવર્નરો છે. ગોરા લોકનું શેહેર અને કાળા લોકનું શેહેર, એવા આ શેહેરના બે ભાગ છે. ગોરા લોકના શેહેરમાં ઘરો શોભાયમાન અને રસ્તા પહોળા છે, પણ કાળા લોકના શેહેરમાં આશરે ૫૦૦૦૦૦ પાંચ લાખ માણસની વસ્તી છે.

રાજારામ મોહનરાય કરીને એક મહાપંડિત અને તત્વજ્ઞાની બ્રાહ્મણ થઇ ગયો. તે ઇ. સ. ૧૭૭૪ માં રાધાનગર નામે ગામમાં જન્મ્યો હતો. તેણે ઇ. સ. ૧૮૨૮ માં એકજ દેવ છે એવું માનનારા લોકની એક મંડળી ઉભી કરી તેનું નામ બ્રહ્મસમાજ પાડ્યું તે હજુ આ શેહેરમાં ચાલે છે. તેમાં હાલ ઘણા સુધરેલા લોકો દાખલ થયા છે ને થાય છે. એ બ્રહ્મરાજની શાખાઓ મુંબઇ, અમદાવાદ વગેરે શેહેરોમાં નીકળી છે. તેમાં દર રવિવારે લોકો ભેગાં થઇ પ્રભું પ્રાર્થના કરે છે.

આગ્રા ઇલાકાનું મુખ્ય શેહેર—આગ્રા, એ અકબર બાદશાહની રાજધાની જમના નદીને કિનારે છે. તે ચાર મૈલ લાંબુ અને તેમાં એક લાખ માણસની વસ્તી છે. એ શેહેરમાં મોટી મોટી ઇમારતોનાં જુનાં ખંડેર ઘણાં છે, પણ ઘણી મોટી સુંદર અને જોવા લાયક ઇમારત

તાજમેહેલ છે. તે શાહજાં બાદશાહે પોતાની રાણી નુરજહાન (દુનિયાના પ્રકાશ) ની યાદગીરી રાખવા માટે ઇ. સ. ૧૬૪૦ માં બંધાવ્યો હતો. આખી પૃથ્વી ઉપર એના જેવી એકે ઇમારત નથી.

એ તાજમેહેલ બાંધવાનું કામ (૨૨) વરસ સુધી ચાલ્યું હતું. તેમાં વીશ હજાર માણસ કામે લગાડયાં હતાં. તે બાંધવાનો ખરચ આશરે ચાર કરોડ રૂપીઆ થયો હતો.

એ શિવાય અકબર બાદશાહનો મેહેલ, અકબરની કબર, અકબરની મશીદ અને ઔરંગઝેબની મશીદ એ જોવા લાયક છે.

પંજાબ ઇલાકાનું મુખ્ય શેહેર—લાહોર, એ રવી નદીને કાંઠે છે. એમાં પંજાબ ઇલાકાનો લેફટેનંટ ગવર્નર રહે છે. આ શેહેરમાં, દેહેરાં, મશીદો ને દેવળો વગેરે ઘણી સારી ઇમારતો છે. સને ૧૮૪૯ માં આ શેહેર અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું આ શેહેરમાં અકબર બાદશાહનો બંધાવેલો મુગલાઇ મેહેલ જોવા લાયક છે.

મધ્ય પ્રાંત—એનું મુખ્ય શેહેર નાગપૂર આ શેહેરમાં રેશમી કોરનાં ધોતીઆં, પાઘડીઓ, સાડીઓ, કીનખાબ અને છીંટ વગેરે કાપડ ઘણું થાય છે. અહીંનો રાજા વારસ વગર મરી ગયો તેથી સને ૧૮૫૩ માં આ પ્રાંત અંગ્રેજી રાજ્યમાં જોડી નાખ્યો.



# હિંદુસ્તાનની મુખ્ય નદીઓ ઉપરનાં શેહેર.

સિંધુ અથવા અટક નદી ઉપર — પેશાવર, અટક, હેદરાબાદ ને ઠઠ્ઠા કરાંચી, લારખાંના, સક્કર બક્કર મીથુનકોટ દેરાગાજીખાં દેરાઇસ્માઇલખા કાલાબાગ.

બ્રહ્મપુત્ર ઉપર—જમાલપૂર, ગોવળપાડા, વિશ્વનાથ ગોરપૂર.

હુગલી ઉપર—કલકત્તા, શ્રીરામપૂર.

ગંગા ઉપર—હરદ્વાર કાનપૂર મીરજાપૂર અને કાશી.

ભાગીરથી ઉપર—પટણા, મોંગીર, ભાગલપૂર અને મુર્શીદાબાદ.

ચંબલ ઉપર—ધોળપૂર અને કોટા.

જમના ઉપર—દીલ્હી, આગ્રા, ગોકુળ, અને મથુરાં.

રવી ઉપર—લાહોર.

ચીનાબ ઉપર—મુલતાન.

જલમ ઉપર—કાશ્મીર અથવા શ્રીનગર.

મહાનદી ઉપર—કટ્ટક અને સંબલપૂર.

ગોદાવરી ઉપર—નાશક, ઓરંગાબાદ અને રાજમંદ્રી.

કૃષ્ણા ઉપર—મછલીપટ્ટણ.

કાવેરી ઉપર—શ્રીરંગપટ્ટણ, ત્રીચીનાપોલી, અને તંજાવર.

નર્મદા ઉપર—ભરૂચ, નાંદોદ, ચાનોદ, કન્યાળી, મંડળેશ્વર અને જબલપૂર.

તાપી ઉપર—સુરત, રાંદેર અને બરાનપૂર.

મહી ઉપર—ખંભાત અને લુણાવાડા.

સાબરમતી ઉપર—અમદાવાદ અને સાદરા.

ઘોગ્રા—અકબરપુર, સલીમપુર.

શાણ—સહસરામ, દેવરી.

ગોમતી—લખનોર, ફૈજાબાદ.

સતલજ—લુધીઆના, ફીલુર, અલીપાલ.

બીઆસ—જલંદર.

તુંગભદ્રા—કર્નુલ, હમસાંગટ.

હિંદુસ્તાનનાં મુખ્ય બંદર—પૂર્વમાં કલકત્તા હુગલી
નદી ઉપર.

કારોમાંડલ કિનારા ઉપર—ગંજામ, વિશાગાપટ્ટણ, મછ
લીપટ્ટણ મદ્રાસ, પોંદીચરી, કડલુર,
નીગાપટ્ટણ અને તુતીકોરીન.

મલબાર કિનારા ઉપર—મુંબઇ, રત્નાગિરી, ગોવા મંગ-
લોર, કાનાનોર, ટાલીચરી, કાલીકટ
અને કોચીન (એમાં મોટાં મોટાં
વાહાણો બંધાય છે.)

ગુજરાતનાં મુખ્ય બંદર—ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ અને દમણ.

કાઠીયાવાડનાં મુખ્ય બંદર—ધોલેરા, ભાવનગર, ઘોઘા જાફરાવાદ, વેરાવળ, માંગરોલ અને પોરબંદર.

કછમાં—માંડવી બંદર કછના અખાત ઉપર.

સિંધમાં—કરાંચી બંદર આરબી સમુદ્ર ઉપર છે.



# હિંદુસ્તાનમાં બનાવટ અને પાકને માટે પંકાયલાં શેહેરો.

કાશ્મીરમાં—સૌથી સરસ શાલો બને છે.
શિરોઇમાં—તરવાર.
પાટણમાં—પટોળાં, સુડી, ને માટીના ભોટવા.
માંગરોળમાં—સોપારી.
માળવામાં—અફીણ.
પૈઠણમાં—પાઘડીઓ.
નાગપુરમાં—રેશમી કોરનાં ધોતીઆં.
ઢાકામાં—સૌથી સરસ મલમલ થતું.
મછલીપટ્ટણમાં મલમલ, છીંટ
બુદેલખંડ, ઓરીસા ને ગોવલકાંડામાં—હીરા.
મલબારમાં—લાકડાં, મરી તથા નાળીએર.
નાશકમાં—જળપાત્ર.
કાશીમાં—લોટાને પીતાંબર.
જેપુરમાં—ચિત્ર.
મથુરામાં—પેંડા.
અમદાવાદમાં—મશરૂ.
સુરતમાં—બરફી.
ખંભાતમાં—અકીકના પથરા.
કપડવંજમાં—કાચ ને સાબુ.

# દ્વિનામી એટલે જેનાં બે નામ હોય તેવાં પ્રાંત, શેહેર, નદીઓ, બેટ, અને પર્વત.

માળવા—જાંબુદ્વીપ.
કાઠીયાવાડ—સોરઠ.
ઓઢીઆ—ઓરીસા.
અમદાવાદ—રાજનગર.
કાશી—બનારસ, વણારશી.
પ્રયાગ—અલાહાબાદ.
દીલ્હી—હસ્તિનાપુર.
દોલતાબાદ—દેવગડ.
જગન્નાથ—પુરી.
આગ્રા—અકબરાબાદ
ગંગા—ભાગીરથી.
જમના—યમુના.
સિંધુ—અટક.
બ્રહ્મપુત્ર—સાંપુ.
નર્મદા—રેવા.
ઘોગ્રા—શરયુ.
લંકા—સિંહલદ્વીપ.
સંહ્યાદરી—પશ્ચિમઘાટ.

# હિંદુસ્તાનનાં મુખ્ય તીર્થ અને પવિત્ર નદીઓ ચારે દિશાનાં મુખ્ય તીર્થ.

ઉત્તરમાં—બદ્રીનાથ.

પૂર્વમાં—જગંનાથ, દરિઆ કિનારે.

દક્ષિણમાં—શ્વેતબીંદુ રામેશ્વર.

પશ્ચિમમાં—દ્વારકા.

## મધ્ય હિંદુસ્તાનમાં આવેલાં તીર્થ.

ગયાજી (ત્યાં પિતાનું શ્રાદ્ધ થાયછે,) કાશી, પ્રયાગ ગોકુળ, મથુરાં, હરદ્વાર, અને શ્રીનાથજી બાવા (મેવાડમાં)

ગુજરાતની ઉત્તરે આરાસુરના પર્વતમાં અંબાજી ચુવાળમાં બહુચરાજી.

સીધપૂર આગળ—સરસ્વતિ નદી, એને કુમારીકા ક્ષેત્ર કહેછે. ત્યાં માતાનું શ્રાદ્ધ થાય છે.

પંચમહાલમાં પાવાગઢ ઉપર કાલિકા. એ શિવાય શામળાજી, ડાકોરમાં રણછોડજી, ચાંદોદ અને કન્યાળી.

દક્ષિણમાં—નાશક, ત્રંબક અને પંઢરપૂર.

## શ્રાવક (જૈન) લોકનાં તીર્થ.

કાઠીયાવાડમાં પાલીટાણા—ગિરનાર.

અને ગુજરાતની ઉત્તરમાં આબુ પર્વત.

પવિત્ર નદીઓ અને તેઓનો મહિમા.

તાપી, નર્મદા, (રેવા,) જમના, અને ગંગા, એ ચાર નદીઓ પવિત્ર ગણાય છે. તેઓનો મહિમા નીચે પ્રમાણે.

તાપી—સ્મરણે એટલે તાપીને સંભારીએ તો પવિત્ર થવાય.

રેવા—દર્શને એટલે જોવાથી.
જમના— પાને એટલે તેનું પાણી પીવાથી.
ગંગા—સ્નાને એટલે તેમાં નહાવાથી પાપ જાય છે.

## સુખકારક હવાવાળી જગાઓ.

મરીની—પંજાબ ઇલાકામાં જલમ નદીની પાસે.
દારજીલીંગ—સીકીમની પાસે.
સીમલા—સતલજ નદીની પાસે.
આબુ પર્વત—ગુજરાતની ઉત્તરમાં.
મહાબલેશ્વર—સંહ્યાદ્રિ ઉપર સતારાની પાસે.
નીલગિરી—જયાં પૂર્વઘાટને પશ્ચિમઘાટ મળે છે ત્યાં.

મુખ્ય ગુફાઓ—હિંદુલોકના શિલ્પ શાસ્ત્રની અને કોતર કામની ખરી ખુબી તો પર્વતમાંથી કોતરી કાહાડેલી ગુફાઓમાં રહેલી છે. તેવી ગુફાઓ ઘણું કરીને પશ્ચિમ અને દક્ષિણ હિંદુસ્તાનમાં છે.

ઇલોરા અથવા વેલુર, એ જંટા, ધારીપુરી (એલીફંટા,) કારલી, શીવનેરી, અને કનેરીમાં એવી ગુફાઓ છે. તે બૌદ્ધ ધર્મના લોકોએ કરેલી જણાય છે. ઉપર કહેલી ગુફાઓમાં ઇલોરા અથવા વેલુરની ગુફા દૌલતાબાદથી એક મૈલને અંતરે છે. તે સર્વથી શ્રેષ્ઠ છે, એ ગુફા જોવાથી કપતાન સીલીના મનપર કેવી અસર થઇ હતી.

## હિંદુસ્તાનમાં હાલ ચાર પ્રકારના રાજય છે.

૧. અંગ્રેજ સરકારનું ખાલસા.
૨. દેશી રાજય અંગ્રેજ સરકારને ખંડણી આપનાર.
૩. દેશી રાજય સ્વતંત્ર (ખંડણી ન આપનાર)
૪. પરદેશી રાજય સ્વતંત્ર.

# ખંડણી આપનારાં દેશી રાજ્ય.

ઉત્તર હિંદુસ્તાનમાં—કાશ્મીર અને સિક્રીમ.

મધ્ય હિંદુસ્તામાં ખંડણી આપનાર રજપૂત સંસ્થાન (રજપૂત હિંદુ છે.)

| | |
|---|---|
| ૧ ઉદેપૂર (અથવા મેવાડ.) | ૯ અલવાડ. |
| ૨ જોધપૂર (મારવાડ.) | ૧૦ શિરોહી. |
| ૩ જેપૂર. | ૧૧ ડુંગરપૂર. |
| ૪ બુંદી. | ૧૨ વાંસવાડા. |
| ૫ કોટા. | ૧૩ પ્રતાપગઢ. |
| ૬ કીશનગઢ. | ૧૪ જેસલમીર. |
| ૭ કીરોલી. | ૧૫ કાઠીઆવાડ. |
| ૮ બીકાંનેર. | ૧૬ કચ્છ. |

## મુસલમાની રાજ્ય.

ભાવલપૂર—એમાં નવાબનું રાજ્ય છે.
ભોપાલ—એમાં ભોપાલની બેગમનું રાજ્ય છે.

## મરેઠા લોકનું રાજ્ય.

૧ સિંધીઆ સરકારનું રાજ્ય ગ્વાલીયર રાજધાની.
૨ હોલકરનું રાજ્ય ઇંદોર રાજધાની.
૩ ગાયકવાડનું રાજ્ય વડોદરા રાજધાની.

## જાટ લોકનું રાજ્ય.

૧ ભરતપૂર.
૨ ધોલપૂર. } આગ્રા પ્રાંતની પશ્ચિમે.

## દક્ષિણ હિંદુસ્તાનમાં મુખ્ય ખંડણી આપનાર રાજ્ય.

| | |
|---|---|
| ૧ નિઝામનું રાજ્ય (મુસલમાનનું રાજ્ય.) હિંદુ રાજ્ય. | ૩ સાવંતવાડી. |
| | ૪ મ્હેસુરનુ રાજ્ય. |
| | ૫ ત્રાવણકોરનું રાજ્ય. |
| ૨ કોલ્હાપૂર. | ૬ કોચીનનું રાજ્ય. |

## દેશી સ્વતંત્ર રાજ્ય.

૧ નેપાલ. } ઉત્તર હિંદુસ્તાનમાં.
૨ ભૂતાન.

## પરદેશી સ્વતંત્ર રાજ્ય.

પોર્ટુગાલ દેશના પોર્ટુગીઝ એટલે ફીરંગી લોકનું રાજ્ય.

૧ ગોવા મલબાર કિનારા ઉપર, એ રાજધાનીનું શેહેર.

૨ દમણ, મુંબઈની ઉત્તરમાં.

૩ દીવ, કાઠીઆવાડની દક્ષિણમાં.

ફ્રાન્સ દેશના ફ્રેન્ચ અથવા ફ્રાનસિસ લોકનું રાજ્ય.

૧ પોંદીચરી. } મદ્રાસની દક્ષિણે એમાં પોંદીચરી એ
૨ કેરીકલ. } રાજધાનીનું શેહેર.

૩ યાનાન—ગોદાવરીના મૂખ આગળ.

૪ માહી—મલબાર કિનારા ઉપર.

૫ ચંદ્રનગર—કલકત્તાની ઉત્તરે.

## હિંદુસ્તાનના મુખ્ય પર્વત.

હિમાલય—(હિમ એટલે બરફ આલય એટલે જગ્યા બરફની જગ્યા) આ પર્વત આખી દુનિયામાં સર્વથી ઊંચામાં ઊંચો પર્વત છે. તેથી તેને ગિરીરાય. એટલે પર્વતનો રાજા કહેછે. તે પાંચ મૈલ ઊંચો છે. આ પર્વત હિંદુસ્તાનની ઉત્તરમાં એક મોટા કોટની પેઠે આવી રહેલો છે.

શિવાલિક પહાડ—નેપાલ ને ભૂતાનની દક્ષિણે.

વિંધ્યાચળ અને સાતપુડા—મધ્ય ભાગમાં.

અરવલીના ડુંગર— રજપૂતસ્તાનમાં.

પૂર્વઘાટ—પૂર્વ કિનારાપર.

પશ્ચિમઘાટ અથવા સંહ્યાદ્રી મલબાર કિનારાપર ઉત્તર દક્ષિણ પડેલા છે.

હિંદુસ્તાનની મુખ્ય નદીઓ—બ્રહ્મપુત્ર એ ચીનાઇ ટિબેટના પહાડમાંથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળેછે.

સિંધુ અથવા અટક—એ સ્વતંત્ર ટિબેટના પહાડમાંથી નીકળીને કાશ્મીર, પંજાબ અને સિંધ પ્રાંતમાં થઇને કરાંચી આગળ આરબી સમુદ્રને મળેછે.

ગંગા અને જમના—એ બે હિમાલયમાંથી નીકળીને પ્રયાગ આગળ ભેગી થઇ બંગાળાના ઉપસાગરને મળેછે.

મહાનદી—સાતપુડામાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.

ગોદાવરી—નાશક આગળ સંહ્યાદ્રીમાંથી નીકળી નીઝામના રાજ્યની ઉત્તરમાં થઇને બંગાળાના ઉપસાગરને મળેછે.

કૃષ્ણા—સંહ્યાદ્રીમાંથી નીકળી નિઝામના રાજ્યની દક્ષિણમાં થઇને બંગાળાના ઉપસાગરને મળે છે.

કાવેરી— સંહ્યાદ્રીમાંથી નીકળી મ્હૈસુર અને કર્ણાટક પ્રાંતમાં થઇને બંગાળાના ઉપસાગરને મળે છે.

નર્મદા અને તાપી એ બંને સાતપુડામાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

મહી—માળવાના પહાડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

સાબરમતી (સા-ભ્રમતી)—મહી કાંઠાના ઉત્તરના પહાડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે.

સિંધુ નદીને મળનારી નદીઓ પાંચછે. જાલમ, બીઆ, રવી, ચીનાબ અને સતલજ. (પંજાબમાં).

ગંગા નદીને મળનારી નદીઓ પાંચ છે. ગોગ્રા, શોણ, ચંબલ, જમના ને ગોમતી.

મુખ્ય અખાત તથા ઉપસાગર—કછનું અખાત અને ખંભાતનું અખાત એ પશ્ચિમે, મનારનું અખાત દક્ષિણે અને બંગાળાનો ઉપસાગર એ પૂર્વમાં છે.

મુખ્ય ભૂશિરો—કન્યાકુમારી અને રામભૂશિર એ દક્ષિણમાં છે અને દીવભૂશિર એ કાઠીઆવાડની દક્ષિણે છે.

મુખ્ય સામુદ્રધુની—પાકની સામુદ્રધુની એ મનારના અખાતને અને બંગાળાના ઉપસાગરને જોડેછે.

મુખ્ય બેટ—સિંહલદ્વીપ (લંકા,) માલદીવ, અને લક્ષદ્વીપ એ દક્ષિણે હિંદી મહાસાગરમાં છે, આંદામન અને નીકોબાર એ બંગાળાના ઉપસાગરમાં છે.

આ બધા બેટ અંગ્રેજ સરકારને તાબે છે. ઉપલા બેટોમાં સિંહલદ્વીપ મુખ્ય છે, માટે તેનું વર્ણન નીચે પ્રમાણે.

## સિંહલદ્વીપ અથવા લંકા.

આ બેટનો કેટલોક ભાગ વલંદા અને ફ્રેન્ચ લોકને તાબે હતો., પણ સને ૧૮૧૫ થી આખો બેટ આપણી મહારાણી વિક્ટોરીઆને તાબે છે.

મુખ્ય શેહેર કોલંબો, એ રાજધાનીનું શેહેર, પશ્ચિમ કાંઠા ઉપર એમાં ગર્વનર રહેછે.

કાંડી એ અસલની રાજધાની મધ્ય ભાગમાં છે.

મુખ્ય બંદર—કોલંબો, એમાં ૯૭ ફીટ ઊંચી દીવાદાંડી છે. પાઇન્ટડીગાલ. એમાં યૂરોપ, મુંબઇ, કલકત્તા, ચીન અને આસ્ટ્રેલિઆની આગબોટો અને વહાણો એકઠાં થાય છે.

પૂર્વમાં ત્રીંકોમાલીનું બંદર એવું મોટું છે કે તેમાં બધું અંગ્રેજી નૌકાસૈન્ય સમાય. વાયવ્યકોણમાં એરીપો બંદર છે તે મોતી કાઢવાની જગ્યાઓમાં મુખ્ય છે.

મુખ્ય નદીઓ—મહાવીલીગંગા, કાવાનીગંગા અને કાલુગંગા.

## એશિઆ ખંડમાં નીચે કહેલા દેશોમાં મહારાણી વિક્ટોરિઆનું રાજ્ય છે.

હિંદુસ્તાનનો મોટો ભાગ બ્રહ્મ દેશમાંથી, આસામ, આરાકાન, પેગું, મારટાબાન, અને ટેન્હાય વગેરે પ્રાંત, મલાયા દ્વીપકલ્પનો થોડો ભાગ, સિંહલદ્વીપ (લંકા) લક્ષદ્વીપ માલદીવ, એ વગેરે હિંદુસ્તાનની દક્ષિણના બેટો આંદામન અને નીકોબાર એ બંગાળાના ઉપસાગરમાંના બેટ, મલાયાની પશ્ચિમનો પીનાંગ અને મલાયાની દક્ષિણનો સીંગાપોર બેટ, ચીન દેશની દક્ષિણમાં કંતાન નદીના મુખ આગળનો હાંગકાંગ બેટ અને અરબસ્તાનની દક્ષિણમાં આવેલા એડનનો મજબુત કિલ્લો આપણી મહારાણીને તાબે છે.



# સૂચના.

આ ચોપડી નીચે લખેલ ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

દેશાવરના ઘરાકોએ ટપાલ ખરચનો એક આનો વધારે મોકલવો.

મુંબઇમાં—કાલકાદેવીના રસ્તા ઉપર મી० દામોદરદાશ ઇશવરદાશની દુકાને.

કોટમાં—જાહાંગીર બેજનજી કરાણીની દુકાનેથી.